# ભારતનાં વીર વીરાંગનાઓની

## કેટલીક વાતો

લેખિકાઃ

**જેનબાઇ ભીખાભાઇ પટેલ**

હેડ મિસ્ટ્રેસ

મ્યુ૦ ગુ૦ કાપડબજાર, કન્યાશાળા

---

પ્રકાશકઃ

**બાળસાહિત્ય પ્રકાશક કાર્યાલય**

પાયધુની—મુંબઈ નં. ૨

---

( પ્રથમાવૃત્તિ )

સંવત ૧૯૮૮ ઈ. સ. ૧૯૩૧

કાર્તિક શુકલ પ્રતિપદા તા. ૧૦, નવેમ્બર

**કિં. ૫ આના**

---

# ભારતનાં વીર વીરાંગનાઓની કેટલીક વાતો

## અનુક્રમણિકા

# નિવેદન

ઈતિહાસનું શિક્ષણ મનુષ્યનું જીવન ઘડવામાં મોટો ભાગ ભજવે છે. તેથી જ આ શિક્ષણનાં બી બાળવયમાં નખાવાં જોઇએ. પણ જો તે ઇતિહાસના નામે નાખવામાં આવે, તો બાળકોના મગજ પર બોજારૂપ ને કંટાળા ભરેલું થઇ પડે છે. માટે પ્રાથમિક શાળાઓમાં ઇતિહાસનું શિક્ષણ વાર્તા રૂપે આપવું જોઇએ, તે સિદ્ધાંત અનુસાર આ એક પ્રયાસ કરવામાં આવ્યો છે.

બાળકોના હાથમાં મૂકાતાં પુસ્તકોની ભાષા અને લખાણ એવાં હોવાં જોઇએ, કે જાણે બાળકો એક વાર્તાનુંજ પુસ્તક વાંચતાં હોય, ને જેવો રસ પડે તેવો રસ ઇતિહાસના પુસ્તકમાં પણ પડે, તો ઇતિહાસના શિક્ષણની સફળતાની સિદ્ધિ થઇ ગણાય.

આ હેતુ બર લાવવાને માટે હું ગુજરાતના ઈતિહાસને સરળ વાર્તારૂપ કરવા પ્રયત્ન કરતી હતી; એટલામાં મુંબઇની નામદાર સ્કુલ્સ કમિટિએ બીજા તથા ત્રીજા ધોરણમાં પણ હિંદનાં ઐતિહાસિક સ્ત્રીપુરૂષોનાં જીવન વાર્તા રૂપે શીખવવાનું અભ્યાસક્રમમાં નક્કી કર્યું. તેથી મારો એ પ્રયત્ન ફેરવાઈ જઇને શરૂઆતનાં ધોરણ બીજા અને ત્રીજાની દિશા તરફ વળ્યો.

શાળાઓની પરીક્ષા નજીક આવતી હોવાથી બનતી ઉતાવળે વાર્તાઓ લખવાનું કાર્ય મેં પૂર્ણ કર્યું છે.

નાનાં બાળકોનાં પુસ્તકોમાં ચિત્રો એ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. તેમને માટે તો ચિત્ર વગરનું પુસ્તક એ જીવ વિનાની કાયા સમાન છે, એમ હું માનું છું; તેથી મારી ઈચ્છા આ પુસ્તકને સંપૂર્ણ સચિત્ર બનાવવાની હતી. પરંતુ ટુંક વખતને લીધે તે બર આવી શકી નથી. માત્ર જેટલાં બન્યાં તેટલાં ખાસ જરૂરનાં ચિત્રો હાલ તરત આપવામાં આવ્યાં છે. પુનરાવૃત્તિ કાઢવાનો સુયોગ પ્રાપ્ત થશે તો બીજાં વધુ ચિત્રો મૂકવાનો પ્રયત્ન કરવામાં આવશે.

આ પુસ્તક જલ્દી પ્રગટ કરવા તથા પડતર કિંમતે વેચી શકાય તેટલા માટે કેળવણીના કાર્યમાં રસ લેતા એક સદ્ગૃહસ્થે મને આર્થિક મદદ આપી છે તે બદલ તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

પુસ્તકની રચના વગેરે કરવામાં મ્યુ. ગુ. શાળાઓના સુપ્રિ. મે. હિંમતલાલ ગણેશજી અંજારીઆ સાહેબ એમ. એ; એલએલ. બી.એ પોતાના કિંમતી વખતનો ભોગ આપી મને જે જે સૂચનાઓ આપી છે તે બદલ તેમનો પણ આભાર માનું તો તે અસ્થાને નહિ જ ગણાય.

છેવટે આ પુસ્તકને રસિક ને સંપૂર્ણ બનાવવા તથા જલદી બહાર પાડવામાં, તેની પ્રસ્તાવના લખાવવાની વ્યવસ્થા કરી આપવામાં તેમજ વાર્તાઓની સુંદર ગોઠવણી વગેરે અનેક બાબતોમાં વારંવાર ઉત્તેજન આપનારાં અમારાં માનવંતાં લેડી સુપ્રિ. મિસ શીરીનબાઇ ધનજીશા દાલાલ એમ. એ.ની હું અત્યંત ઋણી છું. તેમના તરફથી જો મને પ્રોત્સાહન ન મળ્યું હોત તો હું આટલું જલદી આ

પુસ્તક તૈયાર કરી શકી ન હોત. વળી તેમની સૂચના અનુસાર ધોરણ બીજાને માટે પણ સરળ ભાષામાં વાર્તાઓ લખવાની શરૂઆત કરવામાં આવી છે. તે પણ પ્રભુકૃપાએ બનતી ત્વરાથી છપાવી બહાર પાડવામાં આવશે.

ખાસ કરીને મ્યુ. લોર્ડ હેરિસ ગુ. સ્કુલના હે. મા. ચુનીલાલ કુબેરદાસ શાહ કે જેઓ બાળમાનસના બહોળા અનુભવી લેખક ને સરળ કેળવણીના શોધક છે, તેઓએ આ પુસ્તકના લેખન તથા પ્રકાશન સંબંધે પોતાના જ્ઞાનનો જે લાભ મને આપ્યો છે તે બદલ હું તેમનો ખરા અંતઃકરણથી આભાર માનું છું.

એ ઉપરાંત આ પુસ્તક માટે કેટલીક અગત્યની મદદ ઉપરાંત લખાણની કૉપી કરી આપનારાં બ્હેન લીલાવતી જેકીસનદાસ વસાણી અને મ્યુ૦ ગુ૦ શાળાના ડ્રૉ૦ મા૦ મિ૦ ગણેશ સખારામ જોષી, જેમણે નવાં ચિત્રો આલેખી આપી ચોપડીની રસિકતામાં વધારો કર્યો છે, તેઓની મદદ માટે અંતઃકરણપૂર્વક આભારી છું.

| | |
|---|---|
| મુંબઇ<br>કાર્તિક શુક્લ પ્રતિપદા<br>સં. ૧૯૮૮ | જેનબાઇ ભીખાભાઇ પટેલ<br>હેડમિસ્ટ્રેસ<br>મ્યુ. કાપડબજાર, ગુ. કન્યાશાળા |



# પ્રસ્તાવના

આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખવાનું કાર્ય મારે માથે આવી પડવાથી હું આ પુસ્તકને અથથી તે ઇતિ સુધી વાંચી ગઇ હતી. નાનાં બાળકોને સ્વાભાવિક રીતે જ અદ્ભુત પરાક્રમો તથા સાહસોની વાતો સાંભળવામાં બહુજ રસ પડે છે એટલા માટે ઇતિહાસ સંબંધપૂર્વક શીખવવાને બદલે અમુક અમુક યુગનાં વીર વીરાંગનાઓનાં વૃત્તાંત આકર્ષક રીતે શીખવાય તો બાળકોને ધીમે ધીમે ઐતિહાસિક પાત્રો ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે અને તે દ્વારા ઇતિહાસ શીખવા પ્રત્યે અભિરૂચિ થાય છે. આ પદ્ધતિ ઇતિહાસના શિક્ષણની શરૂઆતમાં ગ્રહણ કરવાની ખાસ જરૂર છે. આ પુસ્તકમાં પણ ઉપર લખેલા ઉદ્દેશાનુસાર સંકળના કરવામાં આવી છે, તેથી તે બાળકોને ખાસ ઉપયોગી થઈ પડશે એવું મારૂં માનવું છે.

નાનાં બાળકોને ઇતિહાસનું શિક્ષણ આપવું એ કંઇ સહેલું નથી. આરંભમાં ઇતિહાસનું શિક્ષણ વધુ સરળ બનાવવા માટે ઇતિહાસને સરળ વાર્તાઓના રૂપમાં વિવિધ વાની તરીકે બાલકોના આગળ મૂકવામાં આવે તો તેમાંથી તેઓ કંઇકને કંઇક જરૂર પોતાની રૂચિ અનુસાર ગ્રહણ કર્યા વગર રહેશે નહિ. આ ચોપડીમાં પણ એવી વિવિધ વાનીઓ વાર્તા રૂપે રજુ કરવામાં આવી છે. શીખવનારાંએ તે નૈતિક શિક્ષણની દૃષ્ટિએજ શીખવવી અને તે દરેકના જીવનમાંથી શો બોધ મળ્યો તે શોધી કાઢતાં પણ બાળકોને શીખવવું જોઈએ.

આ ચોપડીની લેખિકાએ પોતાના શિક્ષિકા તરીકેના બહોળા અનુભવ પછી સરળ ભાષામાં બાળમાનસને અનુસરતું લખવાનો પ્રયત્ન કરેલો છે, અને તે ઘણે ભાગે હું સફળ થએલો માનું છું. છતાં કેટલીક સૂચનાઓ કરવાની જરૂર સમજું છું. કોઈક વાર્તાઓ સીધી ઈતિહાસની ઢબે લખાઇ ગઈ છે. જ્યારે કેટલીક વાર્તાઓમાં બાળકો કયી સમજ ગ્રહણ કરશે એ કહેવું મુશ્કેલ થઈ પડે તેમ છે. મારા મત પ્રમાણે વાર્તાઓને અંતે જે પ્રશ્નો આપ્યા છે તે ન આપ્યા હોત તો પણ કંઇ વાંધો નહતો.

એકંદરે પુસ્તકની સંકલના ઈતિહાસના આરંભના શિક્ષણને યોગ્ય જ થઇ છે. વળી ચિત્રો વગેરેથી પણ પુસ્તકને આકર્ષક બનાવવામાં આવ્યું છે. તો ખાતાના અધિકારીઓ તેને પાઠય પુસ્તક તરીકે સ્વીકારે એવી હું આશા રાખું છું.

પુસ્તકને મોટા અને સફાઈદાર અક્ષરમાં છાપવાથી બાળકોને વાંચવામાં વધુ સરળતા થઇ શકે તેવું છે. કાગળો જાડા અને ફેધરવેટ લીધા છે. તે જોતાં તેની કિંમત પણ તદ્દન નહિ જેવી જ રાખવામાં આવી છે.

છેવટે લેખિકા બાઇ પોતાના જ્ઞાનનો બાળકોને વધુ ને વધુ પ્રમાણમાં લાભ આપે એવી શુભ ઇચ્છાપૂર્વક આ નાનકડી પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું.

**ગુલેસતાન જમશેદજી બહાદુરજી**
એમ. એ.; એલ. ટી. સી. એમ.
પ્રિન્સિપલ—એલેકઝાંડ્રા ગર્લ્સ ઈંગ્લીશ ઇન્સ્ટીટયુશન
મુંબઇ યુનીવર્સિટિના ફેલો

# કાંસકી

આપણે ગુજરાતમાં રહીએ છીએ, માટે ગુજરાતી કહેવાઇએ,—મહારાષ્ટ્રમાં રહે તે મરાઠી; મારવાડમાં રહે તે મારવાડી.

ગુજરાતમાં ઘણુંય બધાં વર્ષો પહેલાં, વલ્લભીપુર નામે શહેર હતું, તે ભાવનગરની પાસે વળા ગામની પાસે હતું, આજે તો નથી. તે શહેર તો બહુ મોટું હતું. એજ શહેરમાં ગુજરાતનો રાજા રહેતો હતો. તેનું નામ શિલાદિત્ય રાજા હતું, એટલે એ રાજધાની ગણાતું. તેમાં લોકો બહુ પૈસાદાર હતા. સૌ કરતાં વધારે માણસ તો કરોડોપતિ હતા. લોકો ધર્મ પાળનારા હતા બહુ કાળજીથી ધર્મ પાળતા. આ શહેરમાં કાકુ નામે એક મારવાડી આવીને રહ્યો. બિચારો બહુજ ગરીબ. એનું તો નામજ ગરીબ કાકુ પડી ગયેલું, પણ ગરીબ કાકુનું નસીબ, ગુજરાતમાં આવવાથી ફરી ગયું. એ તો નાના વેપાર કરતાં કરતાં મોટો વેપારી બન્યો. તે એવડો મોટો વેપારી બન્યો કે, રાજા જેવો. કાકુએ પણ રાજા જેવો મહેલ બંધાવેલો. હવે તો કાકુ ગરીબ મટી જઈ પૈસાદાર બન્યો. તેણે પોતાની છોડી માટે એક કાંસકી આણી. એ કાંસકીમાં તો હીરા જડેલા, માણેક જડેલાં, મોતી જડેલાં, કાંસકી તો બહુ રૂપાળી દેખાય. જે જુએ તેને ગમે. પછી તો રાજાની કુંવરીએ જોઇ, તો તેને પણ ગમી. એટલે એણે તો એ માગી, અને તેની જે કિંમત હોય તે આપીને લેવા કહ્યું, પણ

કાકુએ તો માન્યું નહિ, એટલે રાજાએ તે કાંસકી જોરજુલમથી લઈ લીધી. કાકુને તો બહુ ગુસ્સો ચડયો. તેથી તે તો સિંધ ગયો, તે સિંધના રાજાને એક કરોડ રૂપીઆ આપવાના કહી વલ્લભીપુર તેડી લાવ્યો, પછી તો સિંધનો રાજા ને શિલાદિત્ય બેની વચ્ચે લઢાઇ થઈ. શિલાદિત્ય હાર્યો, બિચારો મરી ગયો. સિંધના રાજાએ વલ્લભીપુર ખૂબ લુંટયું અને કાકુને પણ મારી નાખ્યો–કાકુ મનમાં ધારતો હતો, કે રાજા મરી જશે પછી સિંધનો રાજા મને રાજા બનાવશે, પણ એ એનો વિચાર ખોટો પડયો. સિંધના રાજાને લાગ્યું. કે જે માણસ આ રાજમાંથી આટલું બધું કમાયો તેજ માણસ, પોતાના રાજાની સામે થયો, માટે એવા માણસને જીવતો જ ન રહેવા દેવો.

પહેલાંના વખતમાં એવું હતું, કે જે રાજા જીતે, તે હારેલા રાજાને તેની મરજી માફક મારી નાખે, તેનો દેશ લુટે, ઘરોને આગ લગાડે, એમ માણસોને દુઃખ દે, ને માલમિલ્કત લુંટી જાય, એમ સિંધના રાજાએ કર્યું, અને તેથી વલ્લભીપુરનો નાશ થયો. કાકુએ નાશ કરાવ્યો, નાની જેવી વાત માટે, વલ્લભીપુરનો નાશ થયો.

### પ્રશ્નો

પ્ર—૧ વલ્લભીપુરનો નાશ કોના વખતમાં થયો ?

પ્ર—૨ વલ્લભીપુરનો નાશ થવાનું કારણ શું ?

પ્ર—૩ વલ્લભીપુર કયાં હતું ? એની શી સાબીતી ?

પ્ર—૪ કાકુ કોણ હતો ?



# ચડતીપડતી

રૂપસુંદરી તો કોઇ સ્ત્રીનું નામ હશે, તે બહુજ રૂપાળી હશે, ઘણીજ સરસ હશે, તેથી જ તેનું નામ રૂપસુંદરી રાખ્યું હશે.

રૂપસુંદરી તો રાજાની દીકરી હતી, રાજાની દીકરીને તો કુંવરી કહેવાય. રૂપસુંદરી મુલતાનના રાજાની કુંવરી હતી.

મુલતાનના રાજાએ પોતાની કુંવરીને પરણાવી, ગુજ-રાતના રાજા જયશિખર ચાવડાની સાથે. તે વખતે જય-શિખર ચાવડો મોટો રાજા ગણાતો. તેની રાજધાની પંચા-સરમાં હતી. રાજા–રાણી તો ખાઈ પી, મઝા કરતાં હતાં, આનંદમાં રહેતાં હતાં. એટલામાં એમને માથે દુઃખ આવ્યું. તે શું ? કલ્યાણનો રાજા ભૂવડ લઢવા આવ્યો. રાજાને તે કંઈ લઢાઇના દુઃખ થાય ? રાજાને તો લઢાઈમાં જ મઝા આવે. લઢાઈનું દુઃખ નહોતું. ત્યારે ! બિચારાં રાજા–રાણીને જુદું થવાનું હતું એ દુઃખ જ કહેવાયને ?

લઢાઇ તો ખુબ જોરમાં ચાલી, જયશિખર તો બહુ લઢયો. પછી તેને લાગ્યુ, કે હું હારીશ. તેથી તેણે રાણીને કહ્યું, જો, તું તારા ભાઇ સુરપાળ સાથે જા. જંગલમાં છુપાઈ જજો. સુરપાળ તો રાજનો પ્રધાન, સુરપાળ તો

રાજાનો સાળો, સુરપાળ તો રાણીનો ભાઇ, ભાઇની સાથે બેન જાયજને ? પણ ના. રાણીને રાજાની વાત ન ગમી. તેણે કહ્યું, દુઃખના વખતમાં ધણીને મૂકીને જવાય ? કોઇ સ્ત્રી ગઈ છે ? સીતા રામ સાથેજ રહે. દમયંતી નળ સાથેજ રહે. પછી સુખ હોય કે દુઃખ હોય, હું પણ તમારી સાથેજ રહીશ. ન કરે નારાયણ, પણ જો તમને કંઇ થાય તો હું તમારી પાછળ સતી થઇશ. રાજાએ રૂપસુંદરીને બહુ સમજાવી. કેમકે રૂપસુંદરી બેજીવવાળી હતી. બેજીવવાળી એટલે શું ? જે સ્ત્રીના પેટમાં બચ્ચું હોય, તે બેજીવવાળી ગણાય. એક જીવ પોતાનો ને બીજો પેટમાં હોય તે બચ્ચાનો. તેથી રાજાએ તેને કહ્યું, જો તું મારા ઉપર સાચોજ પ્રેમ કરતી હોય તો મારૂં માન. તું જતી રહીશ, અને પછી દેવ આપણને દીકરો દે, તો આપણું નામ રહેને ? વળી ગુજરાતનું ગએલું રાજ એ દીકરો લે ને ? રૂપસુંદરીને ખરૂં લાગ્યું. તેણે માન્યું, અને રાતે પોતાના ભાઈ સુરપાળ જોડે વનમાં ગઇ. સવાર થવા આવ્યું એટલે એણે સુરપાળને પાછો મોકલ્યો, કે જા તારા બનેવીને મદદ કર.

રૂપસુંદરી તો એકલી, સાવ એકલી. રાજાના મહેલમાં રહેનારી મટી ગઇ ને જંગલમાં રહેનારી બની. રડતી જાય ને ચાલતી જાય. એને તો પગમાં કાંટા, કાંકરા વાગે, તે કાઢે ને ચાલે. રાજાને યાદ કરે ને ચાલે, એમ કરતાં એક તળાવડી આવી. તેની પાળે ઝાડ નીચે બેઠી, બેઠી બેઠી વિચાર કરે, ક્યાં જાઉં ? શું કરૂં ? એટલામાં તો એક



ભીલડી ત્યાં પાણી ભરવા આવી. ભીલડી કેવી હોય, ખબર છે ને? કાળો કાળો રંગ, મેલી ને ગંદી, માથું નહિ ઓળેલું, બીક લાગે તેવી, પણ રાણી તે કાંઇ બીએ? ભીલડીએ રાણીને પૂછયું, બેન અહીં કેમ આવી છે? તને શું દુઃખ છે? તું તો કોઈ મોટા ઘરની લાગે છે? એને ખબર નહિ કે આ બાઇ મારા રાજાની રાણી છે. રાણી બિચારી રડતી જાય, ને બધું કહેતી જાય, ભીલડી એ સાંભળતી જાય ને રડતી જાય. ભીલડી પણ માણસ જ હતીને? એને તો બહુ દયા આવી. રાણીને તો પોતાની ઝુંપડી હતી ત્યાં લઇ ગઇ, ભીલડી, ને તેનો વર ભીલ બેઉ રાણીની સારી સેવા કરે, ને રાણીને કંઇ કામ કરવા દે નહિ. પણ

રાણી માને નહિ. ભીલ–ભીલડી સાથે ખેતરમાં જાય, ને ખેતરનું કામ કરે. ટોપલીઓ ઉંચકે, ઘાસ કાપે, બળદ ચરાવે. જોયું? રાજાની રાણી પર કેવું દુઃખ આવ્યું! મહેલમાં તો પાણી પણ દાસી પીવરાવતી, કપડાં પણ દાસી પહેરાવતી, આમ માણસનો વખત ફરી જાય છે.

આમ કરતાં રાણીને તો વૈશાખ સુદ પુનમે સવારમાં કુંવર જન્મ્યો. બિચારી રાણીની કેવી હાલત? ન મળે ડોકટર, ન મળે નર્સ, ન મળે દાસીઓ, ન મળે સારૂં ખાવાનું? ન રહી ઘામણી ખાવાની; મહેલમાં કુંવર જન્મ્યો હોત તો વાજાં વાગત, સાકર વહેંચાત, રતઓ પડત, તોરણો બંધાત, બિચારી દુઃખીઆરી રૂપસુંદરી રાણી હતી, પણ આજે તો ગરીબડી હતી. આવી તો રૂપસુંદરીની સુવાવડ થઇ. રૂપસુદરી ધીરજથી દુઃખ સહન કરતી, અને આશા રાખતી, દુઃખ કાલે મટી જશે, મારો દીકરો મોટો થઇ જશે, ને રાજા થશે, પછી મારે સુખ થશે. બિચારીને ભૂવડના માણસોની બહુ બીક લાગતી. કેમકે એ લોક એમને શોધતા હતા, રૂપસુંદરી નાના કુંવરને લઈને ખેતરમાં જતી, ઝાડે ખોયું બાંધી કુંવરને સુવાડતી, ને પોતે ખેતરમાં કામ કરતી હતી, ત્યાં શીલગુણસુરિ નામનો તેમનો ઓળખીતો આવ્યો. તેણે રૂપસુંદરીને તરત ઓળખી. કુંવરને જોયો અને વનમાં જન્મ્યો તેથી તેનું નામ વનરાજ રાખ્યું અને બન્ને મા દીકરાને અપાસરે લઇ ગયો. ત્યાં તેમને રાખ્યાં રૂપસુંદરી રોજ વનરાજને વાતો કહે; મોટા મોટા રાજાઓની કહે. પોતાનું રાજ કેવી રીતે ગયું, કોણે લીધુ, એવું એવું બધું

કહે. પછી વનરાજ તો મોટો થયો, ને ગુજરાતનું રાજ્ય લીધું. બાપની મરજી પાર પાડી, અને રૂપસુંદરીના પાછલા દિવસોમાં પાછું સુખ આપ્યું. આનું નામ તો દીકરો કહેવાય!

## પ્રશ્નો

પ્ર. ૧ રૂપસુંદરી કોણ હતી?

પ્ર ૨ રૂપસુંદરીને શું દુઃખ પડયું?

પ્ર. ૩ રૂપસુંદરીને કોણે કોણે મદદ કરી?

પ્ર ૪ રૂપસુંદરી રાણી મટી ગરીબડી કેમ બની?

પ્ર. ૫ રૂપસુંદરીના કયા કયા ગુણ તમને ગમ્યા?



# બાપનો બેટો

ગુજરાતમાં આજ પહેલાં હિંદુ રાજ હતું. તેમાં દોઢહજાર વર્ષ પહેલાં ચાવડાવંશ બળવાન હતો. તે વંશમાં વનરાજ કરીને એક રાજા થઈ ગયો; એનું જીવન જાણવા જેવું છે. શું એનું તે જીવન!

એના બાપનું નામ જયશિખર ચાવડો, અને માનું નામ રૂપસુંદરી, જેમની ગાદી પંચાસરમાં હતી; જયશિખરને ભૂવડની સાથે લઢવું પડયું. ત્યારે તેણે રૂપસુંદરીને જંગલમાં મોકલી–પોતાના સાળા સુરપાળની સાથે. કેમકે તેના પેટમાં બાળક હતું. લઢાઇમાં જયશિખર હાર્યો, મરી ગયો, પછી જંગલમાં વનરાજ વૈશાખ સુદ પુનમને દિવસે જન્મ્યો. એક ભીલની ઝુંપડીમાં વનરાજનો જન્મ થયો, ગરીબીમાં વનરાજ જન્મ્યો. તેનો જન્મ વનમાં થયો, એટલે એનું નામ વનરાજ રાખ્યું અહો! કેવા અર્થવાળું એનું નામ વનરાજ!

વનરાજ તો નાનો હતો, માની સાથે રહેતો, છોકરાં સાથે રમતો, લખોટી નહિ રમતો; પતંગ નહોતો ઉડાડતો, મોઇડંડે નહોતો ખેલતો, રમતો હતો લઢાઈની રમતો, એ તો બનતો સરદાર બીજા છોકરા બનતા સેના, પછી લઢવા જતા, બીજા મહોલ્લામાં. ત્યાંના છોકરાને હરાવતો, મલકાતો, તેની રમતોમાં ઉમંગ હતો! રાજા બનવાની આશા હતી, એની તે કંઇ રમત!

વળી જરા મોટો થયો. મામા એના માસ્તર. વનરાજ સુરપાળનો નિશાળીઓ. ભણે શું ? ઘોડે બેસતાં શીખે, દોડતાં શીખે, છૂપાઇ જતાં શીખે, અને ભૂવડના માણસોને લુંટતાં શીખે, શું એની ચાલાકી ! !

એને તો બધા મદદ કરે; શ્રીદેવી નામે વાણીઅણે તેને ભોજન કરાવ્યું. તે પૈસાની મદદ પણ કરતી, તેથી તેણે તેને બ્હેન બનાવી.

ચાંપો શ્રીદેવીનો બાપ થાય. એ વાણીઆએ પૈસાની મદદ કરી, બધી ખબરો શોધી લાવતો, ને વનરાજને કહેતો, એમ મદદ કરતો. તેને પણ પોતે રાજા થશે, ત્યારે બદલો આપવાનું વચન આપ્યું.

અણહીલ નામે ભરવાડ હતો. તે વનરાજને બહુ મદદ કરતો. કેમકે પાછળથી તેના મામા સુરપાળ તો મરણ પામ્યા હતા. એના મરણ પછી ભરવાડની ઓળખાણ થઇ. ભરવાડ જંગલના છાના છાના રસ્તા બતાવતો. જંગલમાં છૂપાઇ જવાની જગા બતાવતો. વળી તે લશ્કર એકઠું કરવામાં પણ બહુ મદદ કરતો.

આમ બધાની મદદથી વનરાજ હવે રાજા થયો. એણે સરસ્વતિ નદીને કિનારે શહેર વસાવ્યું. એનું નામ ભરવાડનું નામ અમર રાખવાને અણહીલપુર પાટણ રાખ્યું. આજે આપણે એને પાટણ કહીએ છીએ. આમ ભરવાડને બદલો આપ્યો. કાંઇ એની ઉદારતા !

ચાંપા વાણીઆની યાદગીરીમાં શહેર વસાવ્યું—પાવા-

ગઢની પાસે. તેનું નામ ચાંપાનેર રાખ્યું. એટલું જ નહિ પણ ચાંપા વાણીઆને પ્રધાન બનાવ્યો. શું એની પ્રમાણિકતા!

શીલગુણસૂરિની ઈચ્છા પ્રમાણે પંચાસરથી પારસનાથની મૂર્તિ પાટણ લાવ્યો, પાછળથી પારસનાથની સાથે વનરાજની મૂર્તિ પણ મૂકાઈ છે તે હજી પણ છે. શું એની સેવા!

બ્હેન શ્રીદેવીને કંઈ મૂકી જવાય! દરબાર ભર્યો, બેનને યાદ કરી બોલાવી. તેના હાથે રાજતિલક કરાવ્યું. સાત ગામડાં ઈનામમાં આપ્યાં. કેવો એ સાચાબોલો?

ડોશીમા રૂપસુંદરીને લાવ્યો. પાછી રૂપસુંદરી મહેલમાં રહેતી થઈ. તેની સેવા કરતો. શું એનો મા ઉપર પ્રેમ! આમ ઘણાં દુ:ખો વેઠી વનરાજે પાટણમાં સ્વરાજ્ય શરૂ કર્યું.

વનરાજ ગાદીએ બેઠો ત્યારે ૫૦ વર્ષનો હતો. તે જમાનામાં ૫૦ વર્ષનો માણસ જુવાન ગણાતો. પછી તેણે ૬૦ વર્ષ રાજ્ય કર્યું. એટલે ૧૧૦ વર્ષની ઉંમરે મરણ પામ્યો એ મરણ પામ્યો ત્યારે ઇ. સ. ૮૦૬ ની સાલ ચાલતી હતી.

## પ્રશ્નો

પ્ર. ૧ વનરાજને કોણે મદદ કરી?
પ્ર. ૨ મદદ કરનારને શો બદલો આપ્યો?
પ્ર. ૩ આજથી કેટલા વર્ષ ઉપર વનરાજ થઈ ગયા?
પ્ર. ૪ વનરાજે સ્વરાજ્ય શરૂ કર્યું કેમ કહેવાય?



૧૬૧.૮૦

# પ્રજાની માતા

અહલ્યાબાઇ કોણ હતી તે જાણો છો ? તે મરાઠા જાતની હતી, અને ઈંદોરના રાજા મલ્હારરાવના દીકરા ખંડેરાવની સાથે પરણી હતી.

તે સોળ વર્ષની હતી, ત્યારે પોતાના વર સાથે લઢાઇમાં ગઇ હતી. તે વખતે તેમણે "કુંભેરી" કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. આજ લઢાઇમાં ખંડેરાવ મરણ પામ્યા, વરના સાથે અહલ્યાબાઈ સતી થતી હતી, પણ તેના સસરાએ રોકી.

વિધવા થયા પછી તે તદ્દન સાદો પોષાક પહેરતી, ને પ્રભુભકિત કરતી, નિયમિત ઊઠતી, ને રોજ ધર્મશાસ્ત્ર વાંચતી. બ્રાહ્મણોને દાન આપતી. શું એની પ્રભુભકિત !

ત્યાર પછી થોડા વર્ષમાં તેના સસરાજી પણ મરી ગયા. તેમના મરણ પછી નવ મહિના જેટલી ટુંકી મુદતમાં તેનો કુંવર માલીરાવ પણ ગુજરી ગયો. બિચારી અહલ્યાબાઇને માથે કેટલું બધું સંકટ પડયું ? પરન્તુ અહલ્યાબાઇ તો ઘણીજ હિંમતવાળી હતી. એ કંઈ એવા દુઃખથી હારી જાય એવી નહતી. કુટુંબમાં હવે તેના સિવાય કોઇ ન હતું. તો પછી રાજ કોણ ચલાવે ? કોઇ કહે મારો હક છે, ને બીજો કહે અમારો હક છે. વળી સરદારો કહે કે દત્તક છોકરો લો. આમ અંદરઅંદર બહુજ ખટપટ થવા લાગી.

અહલ્યાબાઇ તો હિંમતવાન હતી, દ્રઢ હતી. તેણે ઝટ નક્કી કરી દીધું, કોઇનો પણ હક નથી. મારો પોતાનોજ હક છે, અને હુંજ રાજ્ય ચલાવીશ. પછી રાજ્યની દેખરેખ રાખવાનું કામ, ચુકાદા આપવાનું કામ, બધાંની ફરિયાદો સાંભળવાનું કામ, એણે પોતાની જાતેજ કરવા માંડયું. પરન્તુ પેલા ખટપટીઆ લોકો કંઇ એને સુખે રહેવા દે



ખરા કે ? એમણે તો તેના સામે લઢવાની તૈયારીઓ કરી. અહલ્યાબાઇ એમ બી જાય એવી ન હતી. તેણે પણ બધી શૂરવીર સ્ત્રીઓને ભેગી કરીને એક લશ્કર તૈયાર કર્યું. પછી સામાવાળા દુશ્મનોને કહી મોકલ્યું કે, આવી જાઓ, અમે લઢવાને તૈયાર છીએ, પણ એટલું યાદ રાખજો કે જો અમારી સાથે લઢતાં હારી જશો તો લોક તમને હસશે કે બાયડીઓથી હારી ગયા અને જીતશો તો કોઇ તમને શાબાશી નહિ આપે. આથી દુશ્મનો સામે લઢયા નહિ ને સુલેહ કરી. જોયું ? બુદ્ધિ કોઇના બાપની છે ? એમ એક વખત ચિતોડનો રાણો પણ તેની સામે લઢવા આવેલો, એને પણ યુકિતથી અહલ્યાબાઇએ મેળવી લીધો. તેથી એ પણ

લઢયા વગરજ પાછો ચાલી ગયો. એની તે કંઇ બહાદુરી ?

એનો જૂનો પ્રધાન ગંગાધર હતો તે પણ કાવતરામાં ભેગો હતો. તે અને રાઘોબા પેશ્વા એ બન્ને લશ્કરના આગેવાન સેનાધિપતિ હતા તેઓ પણ છેવટે સમજી ગયા, કે અહલ્યાબાઈ બુદ્ધિશાળી, હોશિયાર અને ધર્મ પ્રમાણે ચાલનાર દેવી છે. આમ વિચારી તેઓ પણ શાન્ત પડયા. અહલ્યાબાઈએ પણ ગંગાધરનો વાંક માફ કર્યો ચને સેનાધિપતિની જગા આપી. મોટા મન વગર કંઇ રાજદ્રોહનો ગુન્હો માફ કરાય છે ? કેટલું બધું એનું મોટું મન ?

હવે તો સારી રીતે રાજ્ય ચાલવા લાગ્યું. બધાંને સરખો ન્યાય મળતો. પ્રજા પણ રાણી પર બહુ પ્રેમ રાખતી. એટલે પ્રજાની હરકતો દૂર કરવા આ ભલી રાણી પણ ચુકી નહિ. એણે પ્રજાના સુખને માટે વિંધ્યાચળ પર્વતમાંથી જવા આવવાનો રસ્તો બંધાવ્યો, ગંગા નદી ઉપર ઘાટ બંધાવ્યો, કાશીનું બીજું નામ જાણો છો ? તેને બનારસ પણ કહે છે; ત્યાં મંદિર બંધાવી આપ્યું. વળી ગરીબ અને ભૂખ્યાંને માટે તેણે સદાવ્રતો બંધાવ્યાં. સદાવ્રત એટલે શું તે જાણો છો ? જે ગરીબ હોય અને ખાવાનું નહિ મળવાથી ભૂખ્યા મરતા હોય, તે સદાવ્રતમાં જાય તો રોજ તેમને મફત ખાવાનું મળે. આવાં ઘણાં બધાં દયાનાં કામો તેણે કર્યાં છે. આથી લોકો અહલ્યાબાઇને દયાની દેવી કહેતા હતા. દેવી કહેવાયજને ?

પોતે ઇંદોરમાં રહેતી હતી, અને સાદો પોષાક પહેરતી, છતાં પણ તેણે શહેરમાં ઘણા સુધારા કરી તેને

સુંદર બનાવ્યું હતું. અહલ્યાબાઇને સુંદરતા બહુ પ્રિય હતી.

આજે પણ લોકો તેને દેવી અહલ્યા હોલ્કરના નામથી ઓળખે છે.

સાદાઈમાં તો કહે અહલ્યાબાઇ, સફાઇમાં તો કહે અહલ્યાબાઇ, વખતસર કામકાજ કરનાર તો કહે અહલ્યા-બાઇ, દયાનો સાગર તો કહે અહલ્યાબાઇ, રાજકાજ ચલા-વવામાં નિપુણ તો કહે અહલ્યાબાઈ, માફ કરવામાં પણ અહલ્યાબાઈ પહેલે નંબર આવે, સાચી સલાહ આપવામાં પણ તે સદાને માટે તૈયારજ. લોકોનાં દુઃખો મટાડનાર અર્થાત્ પરદુઃખભંજન તો કહે અહલ્યાબાઈ.

છેવટે ૬૦ વર્ષની ઉમરે ઇ. સ. ૧૭૯૦ માં તેમનો સ્વર્ગવાસ થયો.

## પ્રશ્નો

પ્ર. ૧ અહલ્યાબાઇને દેવી શા માટે કહી ?

પ્ર. ૨ અહલ્યાબાઇને રાજ્ય કેવી રીતે મળ્યું ?

પ્ર. ૩ અહલ્યાબાઇની વાતમાંથી તમો શું શીખ્યાં ?

પ્ર. ૪ અહલ્યાબાઇએ પ્રજાનો પ્રેમ શી રીતે મેળવ્યો ?

પ્ર. ૫ અહલ્યાબાઇની સામા કોણ કોણ થયા ?

પ્ર. ૬ બધાંને તેણે શી રીતે દબાવ્યા ?



# બેવફા ભાણેજ

એક કુંવર હતો, તેનું નામ મૂળરાજ. તેનું નામ મૂળ-રાજ કેમ રાખ્યું ? ૨૭ નક્ષત્ર છે, તેમાં એક નક્ષત્રનું નામ મૂળ છે. એના જન્મ વખતે મૂળ નક્ષત્ર ચાલતું હતું, ત્યારે મૂળરાજનો જન્મ થએલો, એટલે એનું નામ મૂળરાજ. ખરૂં પૂછો તો મૂળરાજનો જન્મ નહિ થએલો, એને તો એની માતાનું પેટ ચીરીને કાઢેલો !

એની માનું નામ લીલાદેવી. લીલાદેવી સામંતસિંહની બ્હેન થાય, સામંતસિંહ ચાવડા વંશનો છેલ્લો રાજા. સામંતસિંહ ગુજરાતનો રાજા હતો, સામંતસિંહની રાજધાની પાટણમાં હતી, તેણે પોતાની બ્હેનને કલ્યાણના રાજાના કુંવર સાથે પરણાવેલી હતી, તે કુંવરનું નામ રાજ હતું.

મૂળરાજનો જન્મ થતાં જ લીલાદેવી તો મરણ પામી, પછી તેના બાપ રાજે કચ્છના રાજા લાખા કુલાણીની બેન સાથે લગ્ન કર્યું. લગ્ન તો કર્યું, પણ પાછળથી કંઇ વાંધો પડતાં લાખા કુલાણીએ રાજને મારી નાખ્યો, તેથી મૂળરાજ એના કાકા સાથે ગુજરાત આવ્યો, ને પછી મામા સાથે રહેવા લાગ્યો. મામા સામંતસિંહે મૂળરાજને ભણાવી ગણાવી હોંશિયાર કર્યો, પણ મામામાં દારૂ પીવાની ખરાબ ટેવ

એટલે રાજમાં બરાબર દેખરેખ રખાય નહિ, તેથી પ્રજા ઉપર દુઃખ પડે અને પ્રજાને પણ સામંતસિંહ રાજા ગમે નહિ. એક વખત સામંતસિંહે દારૂ પીને મૂળરાજને રાજા બનાવ્યો, ત્યારે તો મૂળરાજ કંઇ બોલ્યો નહિ, પણ જ્યારે બીજી વખત મામાએ દારૂના ઘેનમાં રાજા બનાવ્યો, અને દારૂ ઉતરી ગયા પછી ફરી ગયો, તો મૂળરાજે માન્યું જ નહિ, ને મામાની સામે થયો ને જીત્યો; અને જે ગાદીનો દાવો કરે એવાં સગાં હતાં, તે બધાંને જાનથી મારી જ નાખ્યાં, ને પોતે રાજા બન્યો. આમ ચાવડાવંશમાથી ગુજરાતની ગાદી સોલંકીવંશમાં ગઇ, મૂળરાજ રાજા તો બન્યો પણ એને બહુ લઢવું પડયું.

મૂળરાજ વગર હકે રાજા બન્યો. તેથી અજમેરનો રાજા અને તૈલંગણના રાજા તેની સાથે લઢવા આવ્યા. તૈલંગણના રાજા બારપને હરાવ્યો. ને અજમેરના રાજા સાથે સુલેહ કરી.

પછી સોરઠના રાજા ગ્રહરિપુને હરાવ્યો. ગ્રહરિપુ પ્રભાસપાટણની જાત્રાએ આવનાર પાસે કર લેતો, તેથી તેની સાથે લઢયો સોરઠના રાજાને મદદ કરવા કચ્છના રાજા લાખોફુલાણી આવ્યો હતો, પણ લાખાએ તો મૂળરાજના બાપને મારી નાંખેલો તે યાદ રાખી આ વખતે મૂળરાજે તેને મારી નાખી બાપનો બદલો લીધો.

આમ મૂળરાજની જીત થએલી જોઈ, બીજા નાના રાજાઓએ ભેટો મોકલી. મોકલેજને? મૂળરાજ બહાદુર

હતો, બધા રાજાને પોતાનું જોર બતાવ્યું. તે વખતે લાટ દેશના રાજાએ એક હાથી મોકલ્યો, એ હાથીમાં ખોડ હતી, તે તેના દીકરા ચામુંડે ઓળખી. હાથી જેવો હાથી, પણ એ હાથી જેના રાજ્યમાં જાય, તેનો નાશ કરે, એવું એનું પગલું હતું, તેથી મૂળરાજને ખૂબજ રીસ ચઢી, અને હાથી પાછો મોકલ્યો, ઉપરથી પોતાના દીકરા ચામુંડને સજા કરવા મોકલ્યો, ચામુંડે લાટ દેશના રાજાને હરાવ્યો, આમ લાટ દેશના રાજા સાથે લઢવું પડેલું.

મૂળરાજે પોતાનું રાજ્ય ખુબ વધાર્યું; અને હવે ઘરડો પણ થયો, એટલે મોસાળીઆને મારી નાંખેલાં તે યાદ આવ્યું. તેનો પસ્તાવો કરવા લાગ્યો, તે પસ્તાવામાં તેણે સિદ્ધપુરમાં રૂદ્રમાળનું દેહેરૂં બંધાવવા માંડેલું, પણ પુરૂં થાય તે પહેલાં તે મરી ગયો. આ દેહેરાની નિશાની સિદ્ધપુરમાં હજી છે. હવે કાંઇ દેહેરા જેવું લાગતું નથી.

તે બ્રાહ્મણોને દાન આપતો. કનોજ, બંગાળા ને ઉત્તર હિંદમાંથી ઘણા બ્રાહ્મણોને બોલાવી તેમને ગુજરાતમાં રાખ્યા, ને શહેરો દાનમાં આપ્યાં.

### પ્રશ્નો

પ્ર. ૧ મૂળરાજ નામ કેમ રાખ્યું ?
પ્ર ૨ ખરાબ કામમાં મૂળરાજે શું કર્યું ?
પ્ર. ૩ મૂળરાજ કોની કોની સાથે લઢ્યો ?
પ્ર ૪ ચાવડાવંશમાંથી સોલંકીવંશમાં રાજ્ય કેવી રીતે આવ્યું ?
પ્ર. ૫ ખોડવાળો હાથી એટલે શું ?



# ધરતીમાતાની પુત્રી

સીતા જનકરાજાની પુત્રી. જનકરાજા મીથીલાનગરીનો રાજા હતો. સીતાના જન્મની વાત મઝાની છે. એક ખેડુત હતો. તે જમીન ખેડતો હતો, ત્યારે ખેતરમાંથી તેને એક પેટી જડી. તે વખતના લોક બહુ જ સાચા ને સારા હતા, જમીનમાંથી મળેલી વસ્તુપર મારો હક નથી, એમ માની ખેડુત જનકરાજાના દરબારમાં પેટી લઈને આવ્યો, ને તે પેટી રાજાને સોંપી. રાજાએ ત્યાંજ પેટી ઉઘાડી, તો અંદર એક સુન્દર કન્યા હતી! રાજાને છોકરાં નહતાં, તેથી તેને પાળી, ને જમીનમાંથી જડી, માટે તેનું નામ સીતા પાડ્યું.

જનકરાજાએ તેને લાડકોડથી ઉછેરી. નિશાળ તો ત્યારે હતી નહિ. પણ તેને ઘેરજ ભણાવી. તેને ધર્મશાસ્ત્રનું જ્ઞાન પણ આપ્યું, તેને તેની ફરજો સમજાવી, એમ અભ્યાસ કરતાં કરતાં સીતા મોટી થઈ ગઈ. એટલે સીતાને પરણાવવાને જનકરાજાએ સ્વયંવર રચી દેશદેશના રાજાઓને બોલાવ્યા. સ્વયંવર એટલે તમે જાણો છો? પહેલાંના વખતમાં માબાપો છોકરીઓને ગમેતેમ પરણાવતા નહિ. પણ તેમને સારી કેળવણી આપી લાભ–ગેરલાભ શોધી કાઢવાની બુદ્ધિ આપતા. તે બુદ્ધિથી તેઓ પોતાને જેને ઘેર હંમેશાં રહેવાનું છે, જેની જીંદગી સુધી સેવા કરવાની છે, તેની

લાયકાત શોધી કાઢી તેને પોતાના વર માટે પસંદ કરતી, તે પસંદ કરવાની રીતને સ્વયંવરમંડપ કહેવાતો.

એવો મંડપ જનકરાજાએ રચ્યો, દેશદેશના રાજાઓ આવ્યા અને તેમની સાથે શરત એ કરી કે આ ધનુષ્ય જે ઉંચકશે તેને સીતા પરણશે

જનકરાજાને એક ધનુષ્ય શિવજીએ આપ્યું હતું, તે બહુ ભારે હતું, એટલે બળવાન માણસ જ તે ઉપાડી શકે. ઘણા રાજકુમારોએ તે ઉપાડવા મહેનત કરી, પણ કોઈથી તે ઉપડયું નહિ, તેથી તેઓ નિરાશ થયા.

પછી રામચંદ્રજીએ પોતાના ગુરુની આજ્ઞા માગી, રજા માગી, રામચંદ્રજીની સાથે વિશ્વામિત્ર નામના ઋષિ હતા તેમણે રજા આપી, આશીર્વાદ આપ્યો, રામચંદ્રજીએ તેને સહેલાઇથી ઉપાડી ભાંગી નાખ્યું. સૌએ તાળીઓ પાડી, અને શરત પ્રમાણે સીતાજીએ રામચંદ્રજીને વરમાળા પહેરાવી. પછી ધામધુમથી લગ્ન થયાં.

સીતાજીનું સાસરૂં અયોધ્યાનગરીમાં હતું, તેમના સસરાનું નામ દશરથ હતું, તેઓને ત્રણ રાણીઓ હતી, સીતાની સાસુનું નામ કૌશલ્યા હતું, એને બે અપર સાસુજી હતાં. સુમિત્રા ને કૈકેયી. તેમજ સુમિત્રાના પુત્ર લક્ષ્મણ અને શત્રુઘ્ન તથા કૈકેયીથી ભરત નામે પુત્રો હતા. એમ સીતાજીને ત્રણ દીએર હતા.

સીતાજી સાસરે આવ્યાં, અને બધાંનાં મન જીતી લીધાં. બધા સીતાજી સીતાજી કરે. એમ થોડા દિવસ તો

ગયા, અને પછી તો એક દિવસ રામચંદ્રજીએ આવી સીતાજીને કહ્યું, મને પિતાજીએ વનમાં જવાનું કહ્યું છે, માટે હું જાઉં છું, તમો અહીં રહી મારાં માબાપની સેવા કરજો. સીતાજીને આ વિચાર તો ગમ્યો નહિ, તેથી સ્ત્રીધર્મ બજાવવા તેઓ તેમની સાથે જવા તૈયાર થયાં, ત્યારે રામચંદ્રજીએ કહ્યું, જંગલમાં વાઘ, સિંહ અને સાપની બીક હોય છે, વળી વગડામાં રહેવા માટે આપણા જેવો મહેલ નથી, તેમ ખાવાનું પણ મળે નહિ. કદી કદી તો ભૂખ્યા પણ રહેવું પડે, ચાલતાં પગમાં કાંટા કાંકરા વાગે, ઉંચા ટેકરા ચઢવા ઉતરવા પડે, વળી ત્યાં મોટા મોટા રાક્ષસો હોય, તે માણસોને ખાઇ જાય છે. તાપ, તડકો, ટાઢ, વરસાદ વગેરેનાં દુઃખો વેઠવાં પડે છે. એવાં ઘણાં દુઃખો કહી બતાવ્યાં, છતાં સતીધર્મ પાળવાવાળાં સીતાજીએ માન્યું નહિ. કેમકે પતિ સાથે સુખ અગર દુઃખમાં સ્ત્રીઓએ રહેવું એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.

પછી તો સીતાજી પણ રામચંદ્રજી સાથે વનમાં ગયાં. રોજ જાતજાતનાં દુઃખો વેઠતાં, પણ પતિ સાથે હોવાથી તેમને દુઃખ જણાતું નહિ, ને સુખ સમજી ખુશ રહેતાં. જ્યારે સીતાજી પંચવટીમાં ઝુંપડીમાં રહેતાં હતાં ત્યારે લંકાનો રાજા રાવણ દગાથી સીતાજીને ઉપાડી ગયો. ત્યાં તેમને અશોક નામની વાડીમાં રાખ્યાં. તેમને સંભાળવા મોટી મોટી રાક્ષસીઓ રાખી, એમને જોતાંજ એવી તો બીક લાગે કે બસ. સીતાજીને રામચંદ્રજી બહુજ યાદ આવે, અને તેમની ફીકરમાં તે રડયા કરે; કેદ થએલાં સીતાજી

બિચારાં રડે નહિ તો બીજું શું કરી શકે ?

એમ કેટલાક દિવસો પછી એક દિવસ હનુમાનજી નામે રામચંદ્રજીના ભક્ત આવ્યા, અને સીતાજીને ધીરજ આપી, અને ખબર આપી કે થોડા દિવસમાં રામચંદ્રજી તમને છોડાવવા આવશે. થોડા દિવસ ગયા એટલે રામચંદ્રજી વાંદરાઓનું સૈન્ય લઈને આવ્યા, રાવણને માર્યો, જીવથી ઠાર માર્યો, ને સીતાજીને છોડાવ્યાં. પછી લંકાથી બન્ને જણ વાજતે ગાજતે અયોધ્યા આવ્યાં. તેથી લોકોમાં



આનંદ થયો.રામચંદ્રજી માતાઓને ભેટયા, અને સુખે રાજ કરવા લાગ્યા. પણ સીતાજીના નસીબે દુઃખજ લખ્યું હતું, તેથી ફરી વનમાં જવાનો વખત આવ્યો. આ વખતે તો સાથે

રામચંદ્રજી પણ નહતા. એકલાં બિચારાં સીતાજી! તેમને મૂકવા લક્ષ્મણજી ગયા હતા, પતિનો હુકમ માથે ચઢાવ્યો, ને જંગલમાં વસ્યાં, ત્યાં વાલ્મીકિ ઋષિએ તેમની સંભાળ લીધી. તેમને જંગલમાં લવ ને કુશ નામે બે પુત્રો થયા, તેઓ મોટા થયા, રાજાઓના લાયકનું બધું શીખ્યા, એટલામાં રામચંદ્રજીએ અશ્વમેધ નામનો યજ્ઞ કરવાનો વિચાર કર્યો, અને તે માટે એક ઘોડાને છૂટો મૂકયો. તે ઘોડાને તેમણે રોકયો, એટલે રામચંદ્રજીના લશ્કર સાથે તેમને લઢવું પડ્યું અને છેવટે રામચંદ્રજીને જાતે ત્યાં આવવું પડયું. એમ આશ્રમ પાસે સીતાજી બન્ને પુત્રો સાથે રામચંદ્રજીને મળ્યાં, અને બધાંને આનંદ થયો, આકાશમાંથી ફૂલ વરસ્યાં; ત્યારે સીતાજી બોલ્યાં, " હે ધરતીમાતા, હવે તો માર્ગ દે " એટલે ધરતી અથવા જમીન ફાટી ને સીતાજી ધરતીમાં ઉતરી ગયાં. આમ સીતાજી ધરતીમાંથી જડયાં ને ધરતીમાં સમાઇ ગયાં ને ધરતીમાની પુત્રી ગણાયાં. જુઓ! આમ સીતાજીએ ઘણાં દુઃખો વેઠયાં! તે ઉપરથી અત્યારે કોઈને બહુ દુઃખ પડે છે, તો કહે છે કે " બાઇ મને તો સીતાનાં વિત્યાં. "

સીતાજીએ પતિ સાથે ઘણું દુઃખ વેઠયું. પણ કદી દુઃખનો પોકાર કર્યો નથી ને સ્ત્રીધર્મ પુરેપુરો બજાવ્યો,

તેથી સતી કહેવાયાં. એટલે જ લોકો “સીતા-રામ” સાથે બોલે છે, ને તેમને ભાવથી પૂજે છે.

## સવાલ

સ. ૧ સીતાજીને શું શું દુઃખ પડ્યું?

સ. ૨ સીતારામ બોલવાનું કારણ?

સ. ૩ સીતાજીના જન્મ-મરણની વાત કહો.

સ. ૪ રાવણ માટે શું જાણો છો?

સ. ૫ હનુમાનજી કોણ હતા?

સ. ૬ હમણાના રીતરિવાજો અને પહેલાંના રીતરિવાજોમાં શો ફેરફાર છે?



# કુરબાની

**આ**પણા દેશની તો કંઈ કંઇ વાતો ! આપણો દેશ તો કંઇ પૈસાવાળો ! પૈસાની રેલછેલ. તેમાંય આપણો ગુજરાત પૈસે ને ધર્મે પહેલો ગુજરાતમાં ગાંધીજી ગાજ્યા છેને ?

આપણા ગુજરાતના સૌથી મોટા મંદિરની વાત કહું છું. એ મંદિર તો પ્રભાસપાટણમાં છે. હમણાં તો સાવ જ નાનું છે પણ એક દિવસ બહુ જ મોટું ગણાતું હતું. તેને ૫૬ તો થાંભલા હતા, મોટું બધું તેનું શિખર, ઉપર સોનાના કળશ, ફરકતી ભગવી ધ્વજા. બસો મણની તો સોનાની સાંકળ, તેને ઘણી બધી ઘંટડીઓ, વળી કમાડ તો સુખડનાં, અને તેની ઉપર સુંદર કોતરણી ! કાંઈ મંદિરનો ભપકો હતો ! તો તેમાં પધરાવેલું શિવલિંગ તો કેવુંક હશે ? શિવલિંગની ઉંચાઇ ૧૫ ફૂટની હતી અને તેનો ઘેરાવો ત્રણ ફૂટનો હતો. શિવલિંગ કંઈ મોટું તો મોટું ! તેની નીચે ખુબ ધન દાટેલું. તેમ જ ખુબ બધા પૈસા, દાગીના વગેરે સંઘરેલું, તેથી તેનાં વખાણ તો દેશોદેશ થતાં. જ્યારે સોમનાથ મહાદેવનું દહેરું આવી જાહોજલાલી ભોગવતું હતું ત્યારે ગુજરાતમાં ભીમ બાણાવળી નામે રાજ્ય કરતો હતો રાજા શૂરો ને બળવાન હતો. તેજ વખતે અફગાનીસ્થાનમાં મહમૂદ ગિઝની નામે મુસલમાની રાજા હતો. તેને આપણા હિંદના પૈસાની ખબર હતી. તેથી હિંદમાં તેણે સત્તર વખત

ચઢાઈ કરી અને ગણાય નહિ એટલો પૈસો ઉંટો ઉપર લાદી લાદી લઇ ગયો. ઇ. સ. ૧૦૨૪માં મહંમૂદ ગુજરાત લુંટવાને આવ્યો, તેને સોમનાથ મહાદેવનો પૈસો લુંટવાને મળ્યો. એ તો મંદિરમાં ઘુસ્યો. એને કંઈ કોઇ સહેલાઇથી ઘુસવા દે એમ નહતું. તેથી રજપુતો સામા થયા. બહુ લઢેલા, કપાઇ મૂઆ, ઘણા પુજારીઓની કતલ થઇ ગઇ. ભીમદેવ પણ મોટું સૈન્ય લઈ આવ્યો ને ખૂબ લઢયો, કાપાકાપી, મારામારી ચાલી. સૌ લોહીલુહાણ થયું. પણ બાપડો ભીમદેવ હાર્યો તેથી મહંમૂદ ગિઝની મૂર્તિ પાસે પહોંચી ગયો અને દહેરૂં લુટયું. શિવલિંગ આગળના બધા દાગીના લઇ લીધા. પછી શિવલિંગને લોખંડની ડાંગે તોડવા લાગ્યો. ત્યારે પુજારીઓ પગે લાગી આજીજી કરતા કહેવા લાગ્યા કે તેં લુટેલા પૈસા કરતાં પણ તને વધારે દ્રવ્ય આપીશું. તું શિવલિંગને તોડીશ નહિ. આ સાંભળી મહંમૂદ તડુકયો, હું કાંઇ મૂર્તિ વેચનાર છું? હું મૂર્તિ તોડનાર છું, એમ બોલી તેણે પંદર ફૂટની મૂર્તિના લોખંડની ડાંગવતી ત્રણ કટકા કર્યા અને મક્કા, મદીના ને ગિઝની મોકલાવી દીધા.

આ શિવલિંગ પુરાતન કાળનું હતું તેથી ત્યાં ઘણું દ્રવ્ય એકઠું થયું હતું. મહંમૂદ તે બધાને ગિઝની લઇ ગયો. એ ઉપરાંત લગભગ પચાસહજાર માણસોને પણ લઇ ગયો. ને તે માણસોને ગિઝની શહેરમાં ગુલામ તરીકે બે બે રૂપિયામાં વેચી દીધા. વળી મોટો મેળાવડો કર્યો ને બધા સિપાઇઓને ખુબખુબ ઇનામો આપી રાજી રાજી કર્યા

અને ગિઝની શહેરમાં ખુબસુરત મકાનો ને મસ્જીદો બંધાવી.

## પ્રશ્નો

પ્ર. ૧ મહંમૂદ ગિઝની કોના વખતમાં આવ્યો ?

પ્ર. ૨ સોમનાથ મહાદેવનું દહેરૂં કેવુંક હતું ?

પ્ર. ૩ મહાદેવના લિંગનું શું થયું ?

પ્ર. ૪ પુજારીઓ અને મહંમૂદ વચ્ચે શી વાતચીત થઇ ?

પ્ર. ૫ હિંદથી લઇ ગએલા ધનનું શું કર્યું ?



# અદલ ઇન્સાફ

મીનલદેવી નામ મને તો બહુ ગમે! તમને પણ તે નામ ગમશે. મીનલદેવી ગરીબ અને પૈસાવાળા બધાંની સાથે મળી જતી, એટલે એના નામ જેવા એનામાં ગુણ હતા.

મીનલદેવી તો રાજાની કુંવરી હતી, તેનો બાપ કર્ણાટક દેશના ચંદ્રપુરનો રાજા હતો, તેનું નામ જયકેશી હતું. મીનલદેવીને તેણે ખુબ ભણાવી હતી, તેમાં તેને ચિત્ર કાઢતાં બહુ જ સરસ આવડતું હતું. એવું તો સરસ કે ચિત્રની મદદથી જ તેનું લગ્ન થયું હતું. આગળના વખતમાં તો વર પસંદ કરીને સ્ત્રીઓ પરણતી હતી, તે પ્રમાણે મીનલદેવીએ ગુજરાતના રાજા કરણદેવને પસંદ કર્યા, પણ તેને ખબર કેમ કરવી? પહેલાં કંઇ આગગાડી કે તાર ટપાલની વ્યવસ્થા નહોતી. તેથી તેણે તો પછી શું કર્યું? પોતાની જ છબી બહુ ખુબસુરત ચીતરી. કંઇ ચિત્રકળામાં મીલન હોશિયાર! રાજાને એ છબી મોકલી. રાજા તો છબી જોઇ ખુશ ખુશ થઇ ગયો કે પરણું તો મીનલદેવીને જ પરણું. પછી રાજા એને પરણ્યો પણ ખરો. ૧૮ વર્ષની ઉમરે તેનાં લગ્ન થયાં, મીનલદેવી તો સાસરે આવી. રાજાજીએ મોઢું જોયું ને ગુસ્સે થયા, કારણકે છબી જેટલી એમનામાં ખુબસુરતી નહોતી, એટલે રાજાએ અબોલા લીધા, પણ મીનલદેવીને તો મળીને રહેવાની ટેવ. તેથી એણે

પોતાની હોશીયારીથી રાજાને મેળવી લીધા, શી રીતે, તે કહું ? મીનલદેવીને શેત્રંજ રમતાં સરસ આવડે, તે રમતાં કરણદેવને પોતાની હોશિયારી બતાવી, એટલે રાજાએ અબોલા મૂક્યા.

પછી તો મીનલદેવી મઝામાં રહેવા લાગી. કેટલાક વખત પછી એને એક કુંવર જન્મ્યો, તેનું નામ સિદ્ધરાજ. કુંવરપર મીલનદેવી બહુ વહાલ રાખે, નવું નવું શીખવે, મોટા રાજાઓની વાતો કહે, શું મીનલદેવીનું વ્હાલ ?

સિદ્ધરાજ તો ત્રણ વર્ષનો થયો, ને કરણદેવ તો ગુજરી ગયો, મા-દીકરાપર તો દુઃખ આવ્યું. દુઃખમાં મીનલદેવીએ ધીરજ રાખી. નાના બાળકને સાચવે, રાજ્યની વ્યવસ્થા કરે, શું એના હિંમત ?

રાજા મરી ગયા એટલે રાણીએ રાજપાટ પોતાના હાથમાં લીધું, કેટલાક બંડખોરો હતા તેમને વશ કર્યા, બધી પ્રજાને શૂર ચઢાવે એવી એની શૂરવીરતા હતી.

એક વખત નાના સિદ્ધરાજને લઇ ગુજરાતમાં પ્રજાનાં સુખદુઃખ જોવા તે નીકળી, શું એનો પ્રજાપ્રેમ ?

ફરતાં ફરતાં તે ધોળકા ગામમાં આવી, ત્યાં તો પાણીની તાણ, એટલે ત્યાં એક તળાવ બંધાવવાનું તેણે નક્કી કર્યું. પણ તળાવ બાંધવાની જગામાં વાંધો પડયો. ત્યાં એક મારૂતી નામે ડોશીમાનું ઝુંપડું હતું, તે વચ્ચે નડયું. ડોશીમાને અધિકારીઓએ ખુબ સમજાવ્યાં, પણ ડોશીમા સમજે નહિ ને ઝુંપડાની જગા આપે નહિ.

પૈસાની લાલચો આપી. ડોશીમા શાનાં સાંભળે ? પછી તો ધમકાવ્યાં. પણ ડોશીમા ગભરાયાં નહિ, એટલે એમને તો રાણી મીનલદેવી પાસે પકડી લાવ્યાં. મીનલદેવીએ ડોશી-



માને ધીરજ આપી ને મિઠાશથી પૂછ્યું, કે. ડોશીમા, તમો જગા આપવા કેમ ના પાડો છો ? એટલે ડોશીમાએ કહ્યું, બા સાહિબ, તમને સૌ પૂજે છે. ને પૂજશે, મને કોણ સંભારશે ? માટે આ તળાવમાં ખોડ રહે તો, તળાવ રહે ત્યાં સુધી તમારા નામ સાથે મારૂં એ નામ રહેને ! મીનલદેવીએ ડોશીમાની વાત માની. કેવી એની ભલાઇ ? ને શું એની મીઠાશ ?

મીનલદેવી તો રાણી હતી, તેથી જો જગા લેવી હોત તો જોરજુલમથી પણ લઇ શકત. પણ મીનલદેવી ન્યાયને માનવાવાળી હતી. કેવો સરસ અને અજબ એનો ન્યાય ?

આ ન્યાય આજે આખા ગુજરાતમાં વખણાય છે, બધાંને તેના ઉપરથી દાખલા દેવાય છે અને રાજા ને પ્રજાનો પ્રેમ મપાય છે.

એમ કરતાં કરતાં સિદ્ધરાજ મોટો થઇ ગયો, ને રાજ કરવા લાગ્યો, ત્યારે જાત્રાળુ લોકની ફરીઆદ આવી. સોમનાથ પાસે પ્રભાસપાટણ નામે જાત્રાનું સ્થળ છે. ત્યાં જાત્રાળુ લોકો પાસે ભારે કર લેવાતો, બધાં જાત્રાળુએ જઇને એ વાત માયાળુ રાણીને જણાવી, તેથી રાણીએ સિદ્ધરાજને કહીને આ કર બંધ કરાવ્યો. શો એનો પ્રજા તરફનો ભાવ !

આમ આપણા ગુજરાતમાં અસલ આ સારામાં સારી રાણી થઇ ગઇ છે. સિદ્ધરાજ મોટો થતાં સુધી તેણે રાજ્ય કર્યું, માન મેળવ્યું, ને નામ અમર કર્યું. કાંઇ એની બાહોશી ?

## પ્રશ્નો

પ્ર. ૧ મીનલદેવીમાં કેવા ગુણો હતા ?

પ્ર. ૨ મીનલદેવીએ પોતાના અમલમાં શું શું કર્યું ?

પ્ર. ૩ મીનલદેવીએ પ્રજાને ગમે તેવાં કયાં કાર્યો કર્યાં ?

પ્ર. ૪ મીનલદેવીએ પોતાના જ્ઞાનનો ઉપયોગ કેમ ને કેવી રીતે કર્યો ?



# રાજવર્ધક

ગુજરાતમાં ઘણા રાજાઓ થઇ ગયા છે અને એમની બધાની કંઈ કંઇ વાતો છે. પણ સિદ્ધરાજની તો જુદીજ જાતની વાતો. સિદ્ધરાજની વાતો શૂરવીરતાની વાત. સિદ્ધ-રાજની વાત એટલે ન્યાયપણાની વાત. સિદ્ધરાજની વાત એટલે શૌર્યની વાત. સિદ્ધરાજ ગુજરાતના રાજા કરણદેવનો કુંવર, સિદ્ધરાજ એટલે મીનલદેવીનો બહાદુર દીકરો. સિદ્ધ-રાજનો જન્મ પાટણપુરમાં ઇ. સ. ૧૦૯૧ માં થયો હતો.

સિદ્ધરાજ નાનપણથી બહાદુર હતો, ચાલાક હતો, હોશિયાર હતો. એ ત્રણ વર્ષનો થયો ત્યારે રમતાં રમતાં જ ગાદી ઉપર જઇ બેઠો. આ જોઇ કરણદેવને આનંદ થયો; અને તે વખતે મુહૂર્ત પણ સારૂં હતું, તેથી રાજાએ તરત તેને રાજ્યતિલક કરી ગાદીએ બેસાડયો. એમ સિદ્ધરાજ ત્રણ વર્ષની ઉમરે ગાદી પર બેઠો. પછી થોડા જ વખતમાં કરણદેવ તો મરી ગયો સિધ્ધરાજ તો નાનો, એટલે તેને બદલે તેની મા મીનલદેવી રાજ્ય ચલાવતી.

એક વખત એની મા એને લઇ ગુજરાતમાં ફરવા નીકળી. તે વખતે માળવાના યશોવર્માએ ગુજરાતપર ચઢાઇ કરી. પાટણમાં રાજમાતા કે રાજા કોઇ નહિ, તેથી પ્રધાને યશોવર્માને પૈસા આપી પાછો વાળ્યો, સિધ્ધરાજ તો

લઢવઈઓ હતો, તેને કંઇ આવું ગમે ? સિદ્ધરાજે આ વાત જાણી, એટલે ગુસ્સે થઈ માળવાની રાજધાની ધારાનગરી ઉપર ચઢાઇ કરી બાર વર્ષ લઢી તેને નમાવ્યો, તેને જીત્યો, તેને તાબે કર્યો.

રાણકદેવી નામે એક કુંવરી સાથે સિદ્ધરાજની સગાઇ થઈ હતી. તે કુંવરીને જુનાગઢનો રાજા પરણી ગયો, સિદ્ધરાજને આ વાતની ખબર પડી એટલે એ તો મોટી ફોજ લઈ તડંગધુમ તડંગધુમ કરતો જુનાગઢ ઉપડયો, અને જુનાગઢના રાજા રાખેંગાર સાથે બાર વર્ષ લઢયો, તેને હરાવ્યો, અને રાણકદેવીની પાસે ગયો, તેને પોતાની સાથે



લગ્ન કરવા સમજાવી. રાણકદેવી સતી હતી તેથી તેણે સિદ્ધરાજનું કહ્યું માન્યું નહિ એટલે સિદ્ધરાજે તો જુલમ કર્યો, અને રાણકદેવીના બે નાના કુંવરોને મારી નાખ્યા, ને રાણકદેવીને પાટણ લઈ જવા સાથે લીધી, પણ આખરે રાણકદેવી વઢવાણ આગળ સતી થઇ, કહે છે કે રાણકદેવીએ સિધ્ધરાજને શાપ આપ્યો કે તું વાંઝીઓ રહેજે. રાણીનો શાપ લાગવાથી સિધ્ધરાજને સંતાન ન થયું.

રાણકદેવીની યાદગીરીમાં આજે પણ વઢવાણ પાસે તેની દેરડી મોજુદ છે રાણકદેવી માટે સિધ્ધરાજ રાખેંગાર સાથે લઢયો ને તેને હરાવ્યો.

ત્યારપછી સિધ્ધરાજ બર્બર સાથે લઢયો. કાઠિયાવાડમાં બાબરીઆવાડ કરીને એક પ્રાંત છે, તેમાં બર્બર સરદાર હતો, તે બ્રાહ્મણોને બહુ સતાવતો હતો, તેથી તેને હરાવ્યો ને સુધાર્યો.

એક વખત સિધ્ધરાજ ધારાનગરી જીતીને પાછો ફરતો હતો, તે વખતે બુંદેલખંડના રાજા મદનવર્માનાં વખાણ તેના સાંભળવામાં આવ્યાં, તેથી તરત તેણે બુંદેલખંડ ઉપર સ્વારી કરી, પણ લઢાઈ થઇ નહિ ને એકબીજા સાથે સલાહ કરી, તેમાં ૯૬ કરોડ સોનાના સિક્કા તે ગુજરાત લઈ આવ્યો.

સિદ્ધરાજે પાટણમાં શહસ્ત્રલીંગ નામે એક તળાવ બંધાવ્યું હતું. તે તળાવને ફરતી એકહજાર મૂર્તિની દહેરડીઓ હતી. તેથી આ તળાવને શહસ્ત્રલીંગ નામ આપ્યું. આ તળાવ બાંધવાને મજુરો માળવાથી બોલાવ્યા હતા.

મજુરોમાં જસમા નામે અતિ સ્વરૂપવાન સ્ત્રી હતી. રાજાએ તેને પરણવાની પ્રચ્છા બતાવી. આ સ્ત્રી તો પરણેલી હતી. પતિ ઉપર તેનો ઘણો પ્રેમ હતો. રાજાની રાણી બનવા કરતાં ગરીબ પતિ સાથે પ્રેમથી વસવું એ ધર્મ છે. ધર્મ પ્રમાણે વર્તનાર જસમાએ રાજાને ચોક્ખી ના સંભળાવી દીધી જેથી રાજા ને મજુરો વચ્ચે લડાઇ શઇ ને મજુરો બધા માર્યા ગયા અને જસમા પોતાના પેટમાં કટારી ભોંકી મરણ પામી. મરતી વખતે તેણે પણ રાજાને શાપ આપ્યો કે તારા તળાવમાં પાણી નહિ રહે. સતિનો શાપ ફળ્યો. આજે એ તળાવનું નામનિશાન રહ્યું નથી. એ જગાપર ખેતરો છે ને હળો ફરે છે.

સિદ્ધરાજે જેમ લડાઇઓ ઘણી લડયો છે, તેમ પ્રજાના સુખને માટે બાંધકામો પણ બહુ કરાવ્યાં છે. તેણે પોતાના દાદા મૂળરાજનું બંધાવેલું રૂદ્રમાળનું દહેરૂં પુરૂં કરાવ્યું, ડભોઇનો કિલ્લો એટલે કોટ કરાવ્યો, કપડવણંજમાં કુંડ ખોદાવ્યો, પાટણમાં જબરી રાણીની વાવ બંધાવી.

સિદ્ધરાજને પોતાની પ્રજા ઉપર ઘણો પ્રેમ હતો, રાતે વેશ બદલી પ્રજાનાં દુઃખસુખ સાંભળવા તે નીકળતો. આ રીતને નગરચર્ચા કહેવાય છે. પંડિતોને બહુ માન આપતો. સૌના ધર્મને માન આપતો. હોંશિયાર લડવયાઓની કદર કરતો. એવા એક જગદેવ પરમારને તેણે પોતાના રાજ્યમાં રાખ્યો હતો. તેની લાયકાતોમાં વધારો કર્યો હતો. જગદેવ પરમાર ધારાનગરીના રાજા ઉદયાદિત્યનો કુંવર હતો, પણ ઓરમાન માના મ્હેણાથી તે પાટણ આવેલો. પાટણ આવતાં

તેણે અને તેની સ્ત્રી વીરમતીએ રસ્તામાં વાઘ અને વાઘ-ણને માર્યાં હતાં. જગદેવની બહાદુરી ને હોંશિયારી માફક તેને સારો પગાર મળતો હતો. તેનો પગાર તો સાંભળો. દરરોજનો તેનો પગાર એકહજાર રૂપિયા હતો. આ ઉપરથી વિચાર કરો, કે આપણો દેશ કેટલો બધો માલદાર હશે!

આટલો બધો પગાર તો આપણા વૉઇસરૉયને પણ મળતો નથી.

સિદ્ધરાજ જેની જેની સાથે લઢયો તેમાં તેનો જય જ થએલો. એટલા માટે પાછળથી તેનું નામ સિદ્ધરાજ જયસિંહ પડ્યું.

## પ્રશ્નો

પ્ર. ૧ સિદ્ધરાજ જયસિંહ કોની કોની સાથે લઢયો હતો?

પ્ર. ૨ સિદ્ધરાજ જયસિંહે લોકોપયોગી કયાં કામો કર્યાં છે?

પ્ર. ૩ રાખેંગાર અને સિદ્ધરાજ જયસિંહ વચ્ચે યુદ્ધ થવાનું કારણ શું?

પ્ર. ૪ સિદ્ધરાજ જયસિંહના વખતમાં દેશની હાલત કેવી હતી?

પ્ર. ૫ સિદ્ધરાજનાં કયાં કામો વખોડવા સરખાં છે?



# રાની કે રાણી?

રાણકદેવી સિંધના રાજાની કુંવરી. પણ મોટી થઈ હતી એક કુંભારને ઘેર. એમ કેમ બન્યું? બિચારી રાણકદેવીની વાત તો જાણવા જેવી છે હો. રાણકદેવીનો જન્મ રાજાને ત્યાં થયો અને તે રાજાની કુંવરી ગણાઈ. એનો જન્મ થયો. જોષિએ જોષ જોયા. જોષ એટલે એની જીંદગીમાં શું શું બનશે, એ જાણવાની વિદ્યા. જોષ જોઇ મોઢું તો વાંકું કર્યું. રાજા ઘણુંએ પૂછે, પણ કહે નહિ. પણ પછી તો કહેવું પડયું, હે રાજા! આ કુંવરી જેને ત્યાં હશે તેનું રાજ જવાનું. આ સાંભળી રાજાને તો બહુ ખરાબ લાગ્યું. રાજાએ તો તરત કુંવરીને વનમાં મોકલાવી દીધી. લઇ જનાર નોકરને ય તે દયા આવી. એટલે જ્યાં રોજ કુંભારો માટી ખોદવા આવતા ત્યાં મૂકી આવ્યા. પછી તો ત્યાં કુંભાર ને કુંભારણ માટી ખોદવા આવ્યાં. તેમને આ કુંવરી જડી. રાનમાંથી જડી માટે તેનું નામ રાનકી રાખ્યું. તેઓ બહુ રાજી થઈ ગયાં. કેમકે તેમને કંઇ છોકરૂં નહતું. એટલે પ્રભુએ આપણને દીકરી આપી એમ માની તેને ઉછેરવા લાગ્યા. દાણકી તો રાતે નહિ, એટલી દિવસે, અને દિવસે નહિ એટલી રાતે વધે. એમ ઝટપટ મોટી થઇ ગઈ. રૂપાળી તો એટલી બધી થઇ કે બસ. હતી તો રાજાની જ કુંવરીને? કુંભાર જુનાગઢ પાસે મજેવડી ગામમાં

રહેતો હતો. ત્યાં એક વખત કેટલાક ભાટો આવ્યા, આ ભાટો ગુજરાતના રાજા સિદ્ધરાજના હતા. તેમણે રાણકદેવીને જોઇ, અને રાજા સાથે તેની માગણી કરી, આનાકાની પછી કુંભારે હા પાડી, અને ભાટોએ પાટણ જઈ, સિદ્ધરાજને વધામણી આપી. ત્યારપછી જુનાગઢના રાજા રાખેંગારના જાણવામાં આવ્યું, કે કુંભારને ઘેર કોઇ રાજાની કુંવરી છે, અને બહુ સુંદર છે, તેથી તેણે માગુ કર્યું. કુંભારે કહ્યું, હું તો કુંવરી સિદ્ધરાજને આપી ચૂકયો છું. પણ રાખેંગારે માન્યું નહિ અને પછી તો રાખેંગાર ને રાણકદેવીનાં લગ્ન થયાં, લગ્ન થયા પછી રાણકદેવી સતી સ્ત્રીઓ માફક રહેતી, પતિની સેવા કરતી, એમ રાજારાણી સુખી હતાં.

પણ સિધ્ધરાજના જાણવામાં આવ્યું કે રાણકદેવીને રાખેંગાર પરણી ગયો, તેથી તેને ગુસ્સો ચઢયો અને રાણકદેવીને ઝુંટાવી લેવાને તે જુનાગઢ ઉપર ચઢી આવ્યો. બાર વર્ષ રાખેંગાર સાથે લઢયો, પણ ફાવ્યો નહિ. છેવટે રાખેંગારના ભાણેજોને મેળવી લઇ જુનાગઢ જીત્યું, અને રાણકદેવીને ઘણી સમજાવી, ઘણી લાલચો આપી ધમકાવી, પણ સતી રાણીએ કંઇ જ ન સાંભળ્યું. ત્યારે તેના બે કુંવરોના સિધ્ધરાજે કટકા કર્યા, પણ રાણકદેવી જરાએ ગભરાઇ નહિ. ઉલટી બાળકોને શૂર ચઢાવતી બેઠી. પછી સિધ્ધરાજ રાણકદેવીને લઇ પાટણ જવા નીકળ્યો, ત્યારે રાણકદેવી વઢવાણ પાસે સતી થઇ ગઇ. પણ ગુજરાતના રાજાને શાપ આપી ગઇ કે તું 'વાંઝીયો મરજે.' આમ રાખેંગારનું રાજ્ય ગયું,

અને રાણકદેવીના જોષ ખરા પડયા. બીજું રાણકદેવીના શાપથી સિધ્ધરાજ પુત્ર વગર જ મરણ પામ્યો.

## પ્રશ્નો

પ્ર. ૧ રાણકદેવી કુંભારને ત્યાં કેમ ઉછરી ?

પ્ર. ૨ રાણકદેવીને સતી કેમ કહેવી ?

પ્ર. ૩ રાખેંગાર હારવાનું કારણ ?

પ્ર. ૪ જ્યારે જુનાગઢમાં રાખેંગારનું રાજ્ય હતું, ત્યારે પાટણમાં કોણ હતું ?

પ્ર. ૫ રાણકદેવીના જન્મ માટે શું જાણો છો?



# સ્ત્રીશક્તિ

આ વાર્તા કોઇ રાણીની નથી, જીજાબાઈ તો એક સ્વરાજ્ય સ્થાપનાર રાજાની મા હતી અને શાહજી નામે અમલદારની સ્ત્રી હતી. અમલદાર એટલે જાણો છો? રાજ્યમાં જેને મોટી નોકરી હોય, મોટો પગાર મળતો હોય, તે અમલદાર કહેવાય. આ શાહજી સાથે જીજાબાઈનાં લગ્ન થયાં. આ લોકો મરાઠા હતા, મહારાષ્ટ્રમાં રહેનારાં હતાં. તેમનાં લગ્નની વાતમાં મઝા પડશે. જીજાબાઇ ને શાહજી બન્ને નાનાં હતાં, ત્યારે રંગપંચમીના દિવસે જીજાબાઇના બાપા લુકજી જાધવે એક મેળાવડો પોતાને ઘેર કર્યો, તેમાં શાહજીના બાપા માલોજી નાનકડા શાહજીને લઇને આવ્યા. શાહજીને લુકજી બહુ રમાડતા અને તેનાપર વહાલ કરતા. આ મેળાવડામાં જીજાબાઈ પણ હતી, જીજાબાઇ ને શાહજી બેઉ રમવા લાગ્યાં, ત્યારે લુકજી જાધવ કહેવા લાગ્યા કે આ બે જણુ કેવાં મઝાનાં લાગે છે?

ખરેખર આ બેઉનાં લગ્ન થાય તો નામ રહે એવું તેઓ કામ કરે, એમ લાગે છે. પછી તેણે જીજાબાઇને પૂછ્યું, જીજા! તારે આ વર જોઇએ છે? જીજાબાઈ તો નાની હતી, નાનું બાળક શું સમજે? એટલે એ તો ખૂશી થઈ, ને આ મારો વર છે, આ મારો વર છે, એમ કહી તેના ઉપર ગુલાલ ને રંગ નાખવા લાગી. રંગપંચમીનો

મેળાવડો એટલે રંગના ખુમચા ભરીને ત્યાં મૂકેલા હતા, તેમાંથી જીજાબાઇએ મુઠી ભરી ભરી શાહજીપર રંગ નાખ્યો. બધા આ જોઇ ખૂબ હસ્યા, તે વખતે શાહજીના બાપા માલોજીએ બધાની વચ્ચે કહ્યું, હું જીજાબાઈનેજ મારી વહુ બનાવીશ. આ વાત લુકજી જાધવને ન ગમી, કેમ કે લુકજી કરતાં માલોજી નાના હોદ્દાનો અમલદાર હતો. માલોજીએ આ વાત જાણી એટલે લુકજી જાધવના જેવી ભારે નોકરી ને પગાર મેળવવા મહેનત કરી અને મેળવી, એટલે ઘણાં વર્ષો ઉપર કરેલો વિચાર પાર પડયો, અને જીજાબાઈ ને શાહુનાં લગ્ન થયાં. જીજાબાઇને લગ્ન પછી કંઈ સુખ મળ્યું નહિ. કેમ કે મહારાષ્ટ્રમાં મુસલમાન રાજય હતું, તેમનો મોટો હાકેમ વીજાપુરમાં રહેતો હતો, અને હિન્દુઓને બહુ હેરાન કરતો, તેથી તેની સામે લઢવું પડયું. આ શાહુ જરૂર કોઇ દિવસ રાજય લેશે એમ રાજાને લાગ્યું, તેથી તેનું રાજાએ ખુન કરાવ્યું. આ વખતે જીજાબાઇ શીવનેરીના કિલ્લામાં રહેતી હતી, લોકોનું દુઃખ તેનાથી જોવાતું નહતું. આ કિલ્લામાં શિવાઇ દેવીનું મંદિર હતું, તેની તે ભક્તિ કરતી, અને માગતી, “હે દેવી, અમારા મહારાષ્ટ્રના દુશ્મનોનો વહેલો નાશ કરે, અને લોકોને સુખી કરે એવો બહાદુર પુત્ર તું મને આપજે.” દેવીએ તેની પ્રાર્થના સાંભળી, અને જેવો માગ્યો એવોજ પુત્ર એને જન્મ્યો. તેનુંજ નામ છત્રપતિ શિવાજી મહારાજ. તેનો બાપ તો એને નાનો મૂકીનેજ મરી ગયો હતો તેથી શિવાજીને કેળવવાનું કામ તેની મા જીજાબાઇ ઉપર આવ્યું. તેણે શિવાજીને નાનપણમાં રામાયણ, મહાભારતની વાતો

શીખવી, મોટા જોરાવર રાજાઓની વાતો કહી, મોટા મોટા સારા શૂરવીરોની વાતો કહેતી. વળી લુકજી શી રીતે મરી ગયા, તે રોજ સમજાવતી. આપણા મહારાષ્ટ્રના લોકોને બહુ દુઃખ છે, હિન્દુઓને બરાબર ન્યાય મળતો નથી, સ્ત્રીઓ વગર બીકે ફરી શકતી નથી, લોકોનાં મન દુઃખાવવા માટે તેમના દેખતાં ગાયોની કતલ થાય છે. આ બધાં દુઃખોમાંથી તારે તારા દેશના લોકોને છોડાવવાના છે. શિવાજી ધ્યાન દઈને આ બધું સાંભળતો અને તેના ઉપર એકાંતમાં વિચાર કરતો.

પાછળથી શિવાજીએ સ્વરાજ મેળવ્યું. આપણને પણ એક દિવસ સ્વરાજ્ય મળશે, શિવાજીએ તો તરવારથી મેળવ્યું, આપણે તો વિના હથિયારે અહિંસાથી મેળવવાનું છે.

જીજાબાઈનો પ્રેમ પોતાના દેશ તરફ કેટલો બધો હતો! જીજાબાઈએ દેશને માટે પતિને પિતાની સામે લઢાઈમાં મોકલ્યા અને પોતાના એકના એક પુત્રને પણ એવું જ શિક્ષણ આપ્યું. છેવટે સ્વરાજ્ય લીધું જ. જોયું! સ્ત્રીઓ તો ધારે તે કરી શકે. જીજાબાઈને પહેલેથી જ સ્વરાજ્ય હતું તે લીધું ને?

સ્વરાજ્ય લેવડાવ્યું શિવાજી પાસે, પણ તેમાં બીજા એક જણની મદદ હતી. જીજાબાઈને ધર્મ ઉપર બહુ જ શ્રદ્ધા હતી, અને પોતે ધર્મ બરાબર માનતી. તેથી દેવદેવીયો, તેના મનની ઈચ્છા પૂરી કરતાં દરેક કામમાં દેવની મદદ તો જોઈએ જ ને? દેવને ખરા દીલથી ભજીએ, તેને ગમે તેવાં કામો કરીએ, તેના નિયમો પાળી તેને ખુશ

કરીએ તો દેવ આપણને ખૂશ રાખે, સુખી રાખે અને આપણી ઈચ્છાઓ પાર પાડે.

શિવાજીને રાજા બનેલો જોઇ જીજાબાઇ સુખી થઇ. પછી થોડા વર્ષે મરણ પામી.

## પ્રશ્નો

પ્ર. ૧ જીજાબાઈનું નામ કેમ પ્રખ્યાત થયું ?

પ્ર. ૨ જીજાબાઇનું ધાર્યું શું શું થયું ?

પ્ર. ૩ જીજાબાઇનાં લગ્ન કેમ થયાં ?

પ્ર. ૪ શિવાજી મહારાજને જીજાબાઇએ કેવું શિક્ષણ આપ્યું ?



# ડુંગરનો ઉંદર

શિવાજી એક સાધારણ સરદારનો પુત્ર હતો. તેના જન્મ વખતે તેની મા જીજાબાઈ શિવનેરી કિલ્લામાં હતી, તેથી તેનું નામ શિવાજી રાખ્યું.

તેની મા તેને મોટાં માણસોની વાતો કહેતી હતી, તેમજ ધર્મની વાતો શીખવતી. તેથી ધર્મ ઉપર તેની આસ્થા વધી અને સાંભળેલા મોટા માણસ જેવા બનવાના તેના વિચારો ઘડાવા લાગ્યા, તે ભણ્યો તો નહિ, પણ યુદ્ધ-કળાનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. વળી વારંવાર પોતાનાં સગાં સાથે ફરી ફરી દરેક જગાએથી તે માહીતગાર બન્યો.

એક વખત તે વિજાપુરના દરબારમાં ગયો, ત્યારે દરબારની રીત પ્રમાણે સલામ ભરવી જોઇએ, તે તેણે ભરી નહિ. પાદશાહ સમજ્યો બાળક છે, પણ શિવાજીએ તો જાણીબુજીને એમ કરેલું.

નાની ઉમરમાં જ તે બહાર પડેલો. તેને ભવાનીમાતા પ્રસન્ન હતી, એની તે શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરતો, અને તેની ઇચ્છા જાણ્યા પછી જ કંઇપણ કામ કરતો. તેમ પોતાની માની ઉપર પણ તેને એટલો જ પ્રેમ હતો, દરેક કામમાં માની સલાહ લેતો, તેમજ બહાર જવા માટે રજા પણ લેતો, માતાને પગે લાગી આશીવાદ મેળવી પછી ઘર બહાર જતો.

ડુંગરોમાં ભરાઇ રહી તે લુંટફાટ કરતો, અને માણુસોનું લશ્કર જમાવતો તેમને કેળવતો.

આ બધું વિજાપુરના રાજાના જાણુવામાં આવ્યું, એટલે તણે એક સરદારને તેને પકડવા મોકલ્યો. તે સરદારને શિવાજીએ પુરો કર્યો. શિવાજીની ચઢતી સાંભળી દિલ્હીના પાદશાહ ઔરંગઝેબે તેને બોલાવ્યો, ને કપટથી કેદ કર્યો, પણ ચાલાક શિવાજી મિઠાઇની ટોપલીમાં બેસી આબાદ છટકી ગયો. પછી વેશ બદલી તે પૂને આવ્યો.



શિવાજીનું જીવન નીતિમાન હતું, એક વખત કેટલાક સરદારો, એક ખુબસુરત મુસલમાન સ્ત્રીને પકડીને તેની પાસે લાવ્યા, તેને જોઇ શિવાજીએ મોઢું ફેરવ્યું, ને પોતાના સરદારોને ઠપકો આપ્યો, કે બીજાની સ્ત્રી આપણી મા બેન છે, તેમજ આપણી લઢાઇ પુરુષો સાથેની છે, તેમાં સ્ત્રીઓને પકડવી એ મહા

પાપ છે. માટે આ બાઇને લઇ જઈ તેના વરને સ્વાધીન કરો.

શિવાજીએ બે વાર સુરત લુંટયું, અને ઘણો પૈસો દક્ષિણમાં લઇ ગયો.

શિવાજીએ ડુંગરો ઉપર મોટા મોટા કિલ્લા બંધાવ્યા છે. કેટલાક સમરાવ્યા હતા. એ ડુંગરના રસ્તાનો એટલો બધો ભોમિયો હતો, કે કદી પકડાતો નહિ. તેથી તેને માટે 'ડુંગરનો ઉંદર' એમ કહેવાતું.

આ પ્રમાણે રસ્તાઓની માહીતી મેળવી, માણસો એકઠાં કરી, પૈસો પણ એકઠો કરી, શિવાજીએ પોતાનું સ્વરાજ્ય સ્થાપ્યું. સ્વરાજ્ય સ્થાપવા એને ઘણી લઢાઇઓ લઢવી પડી હતી.

આ મહાન પુરુષે પોતાની શકિતથી મહારાષ્ટ્રને સ્વતંત્ર બનાવ્યું. મહારાષ્ટ્રવાસી આજ પણ એને સંભારે છે અને તેની યાદ તાજી રાખવાને તેનું એક સુંદર પુતળું બનાવી પૂના શહેરમાં મૂકયું છે. તમો કદી પૂને જાઓ તો જરૂર જોઈ આવજો.

## પ્રશ્નો

પ્ર. ૧ શિવાજીને ડુંગરનો ઉંદર કેમ કહેતા ?

પ્ર. ૨ શિવાજીના કયા ગુણો વખાણવાલાયક હતા ?

પ્ર. ૩ શિવાજી દિલ્હીમાંથી શીરીતે છટકી આવ્યો ?

પ્ર. ૪ શિવાજીનાં માબાપ માટે શું જાણો છો ?

પ્ર. ૫ શિવાજી ખાસ કરીને કોની મદદથી ફત્તેહ પામતો ?



# રાણી કે સંન્યાસિની

આપણા હિંદમાં મેવાડ કરીને એક પ્રાન્ત છે, તેમાં મેડતાનું એક રાજ્ય હતું. ત્યાં જયમલ રાઠોડ રાજ્ય કરતો હતો. તેના કાકા રત્નાદિત્યને ત્યાં ઇ. સ. ૧૪૨૭માં એક કુંવરી અવતરી; આ કુંવરીનું નામ મીરાંબાઈ પાડ્યું. મીરાંબાઇને ભજનો બહુ ગમે. ભજનો ગાવાં એજ તેનું કામ, એનો રાગ તો બહુજ સરસ. વળી તેને મંજીરા તથા વીણા વગાડતાં આવડતી, એટલે ભજનો ગાવાની મઝા પડતી. મીરાં જેવું ગાતાં કોઇનેય ન આવડે. વળી મીરાં તો બહુજ રૂપાળી. એના જેવું રૂપ પણ કોઇને નહિ, રૂપ ને રાગ બે ભેગાં થયા પછી તો પૂછવુંજ શું? જેમ રૂપમાં ચઢે તેમ ગુણમાં પણ ચઢે, ને ઉમરમાં વધે. એમ કરતાં મીરાંબાઇ તો મોટી થઇ, એટલે એને ભોજરાજ સાથે પરણાવી. મીરાંને સાસરૂં તો સરસ મઝાનું મળ્યું, મીરાંબાઇ પરણીને સાસરે આવી, હવે એ ભજનો કેમ ગાય? તો એણે શું કર્યું—ખબર છે? ખૂબ પતિભક્તિ કરતી, પતિને રાજી રાજી રાખતી. પછી વખત મળે તેટલો બધો ભક્તિમાં કાઢે, પણ ભકિત કોની કરે? શ્રીકૃષ્ણની, કેમ કે તેના પિએરમાં વિષ્ણુધર્મ પળાતો, અને સાસરે શૈવધર્મ પળાતો. ભોજરાજ પણ એની સાથે ભજનમાં ભાગ લેતો, પણ પાછી નાની વયે મીરાંબાઇ વિધવા થઇ.

હવે સાસરિયાં મીરાંને ભજન ગાવા દે નહિ, દર્શને જવા દે નહિ, ને જુદો મહેલ કરી તેને જુદી રાખી. મીરાં તો એ મહેલમાં રહે, ને પ્રભુનાં ખૂબ ભજન ગાય, વળી નવાં નવાં ભજનો પણ બનાવવા લાગી. આમ દુનિયામાંથી, રાજ સુખમાંથી, તેનું મન તો નીકળી ગયું, ને પ્રભુભક્તિમાં



લાગ્યું, તે સાસરીઆને ગમ્યું નહિ, એટલે સાસરીઆએ તેને મારી નાખવાને ઝેરનો પ્યાલો ભરી મીરાંબાઇને મોકલ્યો મીરાંને પ્રભુભક્તિ સાથે પતિભક્તિ પણ હતી, એટલે શ્વસુરપક્ષનો હુકમ પાળવા તે પ્રભુને યાદ કરી ઝેરનો પ્યાલો પી ગઈ. પણ પ્રભુ ઉપર એની એટલી બધી ભક્તિ, કે તેને તો કંઇ ન થયું. હવે મીરાંને લાગ્યું કે, અહીં રહેવામાં ફાયદો નથી. માટે એક રાત્રે તેણે વેશ બદલ્યો ને સાધુડી બની, હાથમાં વીણા લઇ, ઘર મૂકીને નીકળી અને દૂર દૂર જંગલમાં કયાંની કયાં ચાલવા લાગી. ત્યાં એક નદી આવી, તેમાં ભુસ્કો માર્યો, વળી પ્રભુએ એને બચાવી લીધી, અને દેવીએ તેને દર્શન આપ્યું. ને મીરાંને કહ્યું કે તારા શ્વસુરપક્ષનો હુકમ માની, ગૃહનો ત્યાગ કરીને તું અત્રે આવી છે. પણ

તારે લોકોને પ્રભુ તરફ દોરવવાના છે. માટે તું પાછી જા. એમ કહી દેવી તો ક્યાંનાં ક્યાં ચાલી ગયાં, ને મીરાં તો સવારે નદીકિનારે પડેલી બેઠી થઇ. પછી પ્રભુનાં ભજનો જોડતી ગાતી ગાતી ચાલતી, એમ એક ગામથી બીજે ગામ, ને બીજે ગામથી ત્રીજે ગામ. રસ્તામાં જે ગામ આવે, ત્યાં પ્રભુનાં પદ ગાતી. રાગ સરસ, પદ સરસ, એટલે લોકો બસ દીવાનાની માફક તેની પાછળજ ફરતા વળી કોઇ તો સરસ ભોજન કરી લાવે, તો કોઇ સરસ વસ્તુ આપવા આવે; એમ બધાં કંઇ કંઇ લાવે, પણ મીરાંબાઈ તો કાંઇ ન લે, માત્ર દૂધ પીએ ને દિવસ ભજન ગાઈને પુરો કરે. એમ ઘણા દિવસે વૃંદાવન પહોંચી ગયાં, વૃંદાવનમાં રહી રાજાની રાણી મટી, સાધુડી બની ગઇ. અને પ્રભુભજનમાં લીન થઇ ગઇ. એનાં ભજનો સાંભળવા તો રોજ સભાઓ ભરાય, મીરાં તો હાથમાં વીણા લે, ને ખૂબ ગાય. એમ એની તો કવિતાઓ દેશદેશમાં પહોંચી. દરેક દેશમાં મીરાંબાઇનાં ભજનો વખણાવા લાગ્યાં. શ્વસુરપક્ષવાળા મીરાંબાઇને તેડી લાવવા પગે ચાલીને વૃંદાવન ગયા, તો રસ્તામાં તો બધે મીરાંબાઈનાં ભજનોની ધમાલ! જ્યારે શ્વસુરપક્ષવાળા વૃંદાવન પહોંચ્યા, ત્યારે મીરાંબાઈ મંદિરના પગથીઆ ઉપર વીણા સાથે ભજન ગાતી હતી, ત્યાં આવી શ્વસુરપક્ષે તેની માફી માગી ને તેને સમજાવી ચીતોડ લઇ આવ્યા. ચીતોડ આવ્યા પછી તેને ભક્તિ કરવાની બધી વ્યવસ્થા કરી આપી, પછી તો મીરાંબાઇ છ માસ ચીતોડ રહેતાં ને છ માસ જાત્રાએ નીકળતાં. તે ડાકોર, દ્વારકા ને વૃંદાવન જતાં, તેઓ ગુજરાતમાં આવતાં, એટલે ગુજરાતીમાં

ઘણાં ભજનો બનાવ્યાં તેનાં ભજનોમાં છેલ્લે "બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર" આ લીટી તો હોય છેજ. તેણે ઘણી કવિતાઓ બનાવી, એટલે એ કવિ કહેવાઇ જે કવિતાઓ, ગાયનો, ગીત, ભજન બનાવે તે કવિ કહેવાય. મીરાંબાઇની કવિતા હિન્દુસ્થાનમાં ફેલાઇ ગઇ, અને આજે પણ લોકો તેને હોંસે હોંસે ગાય છે, ગુજરાતી સ્ત્રી કવિઓમાં તો એક મીરાંબાઇજ થઇ છે. મીરાંબાઇ રાણી કરતાં કવિ, ને તેમાંય ભક્તકવિ એટલે સંન્યાસિની તરીકે વખાણ પામી છે. તેણે કેટલીક કવિતા હિન્દીમાં પણ બનાવી છે. મીરાંબાઇ અને ભોજરાજને પરસ્પર ઘણીજ પ્રીતિ હતી, અને તેઓ એકબીજાને બહુજ ચાહતાં હતાં. મીરાંબાઇને કાંઇક દુઃખ સહન કરવું પડયું હોય તો તે પાછળથી તેના શ્વસુરપક્ષને લીધેજ સહન કરવું પડયું હતું. મીરાંબાઇ સને ૧૪૬૭માં મરણ પામ્યાં, તે વખતે તેની ઉમર ૪૦ વર્ષની હતી. એના મરણની વાત એમ છે કે એ રણછોડજીના મંદિરમાં પ્રાર્થના કરવા ગયાં, ને પછી ત્યાંજ અલોપ થઇ ગયાં, તેથી મેવાડમાં શ્રીકૃષ્ણની મૂર્તિ સાથે મીરાંબાઇની મૂર્તિ પણ પૂજાય છે.

## પ્રશ્નો

પ્ર. ૧ મીરાંબાઇ વખાણ શાથી પામી ?
પ્ર. ૨ મીરાંબાઇએ રાજસુખ કેમ તજ્યું ?
પ્ર. ૩ મીરાંબાઈનું વતન કયું ?
પ્ર. ૪ મીરાંમાં કયા કયા ગુણો સારા હતા ?
પ્ર. ૫ કવિ એટલે શું ?



# સુલેહસ્થાપક



આ ચિત્ર તો જુઓ ! ઘોડો દોડે છે, ઉપર બેઠેલો રાજા જેવો માણસ જાર કે બાજરીનાં કણસલાં એ ખેતરમાંથી તોડીને ખાતો દેખાય છે. શું એને ખાવાનું નહિ મળતું હશે ? અગર જમવાનો વખત નહિ મળતો હશે ?

ચિત્રમાં બતાવેલો માણસ બાજીરાવ પેશ્વા છે. મરાઠા રાજ્યમાં જે બ્રાહ્મણ સરદારો સ્વતંત્ર થઈ ગયા તે બધા

પેશ્વા કહેવાય છે. આ બાજીરાવ પેશ્વા સુલેહ સ્થાપનાર હતો. તેથી તેને વારંવાર લઢવું પડતું. એથી કરીને કોઇ વખત તો એને જમવાનો વખતજ નહિ મળતો, એટલે આમ જે મળે તે ખાઇ લેતો.

શિવાજી મહારાજ પછી ચાર રાજાઓ થઇ ગયા. પણ બધા કંઈ શિવાજી મહારાજ જેવા જોરાવર હોય? પાછલા રાજાઓ જોરાવર નહતા. તેથી કેટલાક સરદારો સ્વતંત્ર થઈ જવા લાગ્યા. લાગ જોઇ બાજીરાવ પણ પેશ્વા થઇ ગયો. તે વખતે સતારાના શાહુને કોલ્હાપુરના રાજા સાથે કંઇ તકરાર ચાલતી હતી, તે બાજીરાવે ઝટ મટાડી દીધી અને સંપ વધાર્યો. કેમકે દિલ્લીમાં મુગલરાજ્ય નબળું પડતું હતું અને હિંદમાં અંગ્રેજો અને ફ્રેન્ચનો પગપેસારો થઈ રહ્યો હતો. તેમને નસાડવાનો બાજીરાવનો વિચાર હતો. સંપ હોય તો જંપ વળેને!

વળી તે વખતે મરાઠાઓમાં અંદરઅંદર અદેખાઈ ચાલતી હતી તેથી તેણે મરાઠા સરદારોને દેશના જુદા જુદા ભાગોમાં મુલક જીતવા મોકલી દીધા. વરાડ, બંગાળા, ઓરિસા તરફ પરસોજી ભોંસલે ગયા, મધ્યહિંદમાં મલ્હાવરાવ હોલ્કર અને રાણોજી સિંધીઆ ગયા, અને ગુજરાત તરફ દામાજીરાવ ગાયકવાડ ગયા. ત્યાં જઇ બધાંએ પેશ્વાના નામે સત્તા જમાવી ને પાછળથી સ્વતંત્ર થઈ ગયા.

બાજીરાવને લાગ્યું કે કુસંપનું કારણ નિઝામ છે. તેથી તે નિઝામપર ધસ્યો. તેને સજજડ હાર ખવરાવી ને પુષ્કળ

પૈસો લીધો. નિઝામને હારેલો જોઈ ઘણા મરાઠા તો ઠેકાણે આવી ગયા.

પાછો એક વખત બધા સરદારોને ભેગા કરી દિલ્લી જીતવા ઉપડયો. રસ્તામાં માળવા તો જીતી લીધું. એટલું રાજ્ય વધ્યું ને લોકો સમજ્યા કે દિલ્લી કરતાં પેશ્વાનું જોર વધારે છે. દિલ્લીના પાદશાહને પણ ગભરામણ થઇ. તેણે નિઝામને લોભમાં નાખી બાજીરાવની સામે થવા લખ્યું. બાજીરાવ અને નિઝામ ભોપાળ આગળ ભેટયા એટલે બાજીરાવે નિઝામના લશ્કરને ઘેરી લઇ કતલ ચલાવી. તે લુંટવા માંડયું. તેથી નિઝામે સુલેહ કરી, ને રાજ્યનો કેટલોક ભાગ આપ્યો. વળી રોકડ નાણું પણ આપવાનું કહ્યું, આ લઢાઇથી પણ બાજીરાવે તો રાજ્યમાં વધારો કર્યો.

એક વખતે બાજીરાવ છત્રસાલ રાજાની મદદમાં મુગલ સામે લઢવા ગયો, તેમાં જીત્યો. તેથી છત્રસાલ રાજાએ પોતાના રાજ્યનો ત્રીજો ભાગ બાજીરાવને આપ્યો. આથી ફરી રાજ્યમાં સારો વધારો થયો.

આ પ્રમાણે બાજીરાવ પેશ્વાએ રાજ્યમાં ઘણો વધારો કર્યો; કેટલાક રાજાઓને કબજે કર્યા, કેટલાકની પાસે ચોથ લીધી. ચોથ એટલે શું ? ચોથ એટલે રાજ્યની કુલ આવક હોય, તેનો ચોથો ભાગ નાનો અગર હારેલો રાજા પોતાના ઉપરી રાજાને આપે. આ પણ એક જાતની ખંડણી જ કહેવાય.

બાજીરાવ પેશ્વા સુલેહસ્થાપક હતો, રાજ વધારનારો હતો તેમ દયાળુ પણ બહુ હતો. એક વખત નિઝામ સરકાર

સાથે લઢાઈ ચાલતી હતી, તેવામાં તેમનો કોઇ તહેવાર આવ્યો. લઢાઈને લીધે નિઝામ સરકાર મુશ્કેલીમાં હતા, તે તહેવાર શી રીતે ઉજવે ? જ્યારે બાજીરાવ પેશ્વાના જાણવામાં આ વાત આવી, ત્યારે તેણે પુરતું અનાજ અને જોઇતી વસ્તુઓ નિઝામ સરકારને મોકલી આપી, આથી તેમણે તહેવાર સારી રીતે ઉજવ્યો. કહો ત્યારે, બાજીરાવ પેશ્વા દયાળુ ખરો કે નહિ ?

બાજીરાવ પેશ્વાનો અમલ વીસ વર્ષ રહ્યો, તેના વખતમાં પ્રજા સુખી ને આબાદ હતી, પણ દિલ્લી જીતવાની હોંસ તેના મનમાં જ રહી ગઈ ને મરણ પામ્યો.

## પ્રશ્નો

પ્ર. ૧ બાજીરાવ પેશ્વા સુલેહસ્થાપક કેમ કહેવાય ?

પ્ર. ૨ બાજીરાવ પેશ્વા દયાળુ કેમ કહેવાય ?

પ્ર. ૩ કઇ કઇ રીતે તેણે રાજ્યમાં વધારો કર્યો ?

પ્ર. ૪ સુલેહ સ્થાપવામાં એણે કઈ યુક્તિઓ કરી ?

પ્ર. ૫ ચોથ એટલે શું ?



# અબળા કે પ્રબળા?

મોરોપંત તાંબે ચિમાજી અપ્પાનો દિવાન હતો. એનો જન્મ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. તેની સ્ત્રીનું નામ ભાગીરથી-બાઇ હતું.

ચિમાજી અપ્પા બીજા બાજીરાવ પેશ્વાના ભાઈ થાય. ચિમાજી મોરોપંત ઉપર ઘણો પ્રેમ રાખતા. તેઓ જ્યારે કાશીમાં ગયા, ત્યારે મોરોપંતના કુટુંબને પણ સાથે લેતા ગયા હતા.

કાશી ગયા પછી ઈ. સ. ૧૮૩૫ના નવેમ્બર માસની ૧૧મી તારીખે મોરોપંતને ત્યાં દીકરીનો જન્મ થયો, અને તેનું નામ મનુબાઇ રાખ્યું. મનુબાઈના જોષ એક જોષી પાસે જોવડાવ્યા, તો જોષમાં તે રાણી થશે એમ આવ્યું. એક સાધારણ માણસની દીકરી રાણી બને? તે કોણ માને? હવે આપણે જોઇએ કે જોષ ખરા પડે છે કે નહિ?

આ મનુબાઇ ત્રણ ચાર વર્ષની થઈ ત્યારે તેની મા મરી ગઇ. પછી તેનો બાપ મોરોપંત તાંબે કાશીમાંથી બ્રહ્માવત આવીને વસ્યા. તે વખતે મધ્યહિંદને બ્રહ્માવત કહેતા હતા. મનુબાઇની મા મરી જવાથી, જ્યારે મોરોપંત દરબારમાં જતા, ત્યારે મનુબાઈને પણ સાથે લઈ જતા હતા. તે એટલી બધી રૂપાળી, આનંદી અને ચાલાક હતી,

કે બધાં તેને રમાડતાં. જરા મોટી થતાં તેને કેળવવા એક શિક્ષક રાખવામાં આવ્યો. તેણે તેને મરાઠી ભાષા શીખવી, સાથે સાથે તે તલવાર ફેરવતાં તથા પટા ખેલતાં પણ શીખી. ઘોડા ને હાથીપર બેસતાં તેને શીખવવામાં આવ્યું. એક વખત મોરોપંત પેશ્વા સાથે હાથી ઉપર બેસી બહાર જવા નીકળ્યા, ત્યારે તેણે પણ તેમની સાથે હાથી ઉપર બેસવા હઠ લીધી. તેથી તેના બાપને ગુસ્સો ચઢયો ને કહ્યું કે 'તારા નશીબમાં હાથી ક્યાંથી હશે"! પિતાનાં વેણ સાંભળતાં જ તેણે જવાબ આપ્યો કે 'એક તો નહિ પણ મારા નશીબમાં દસ વીસ હાથી છે.' ખરેખર તેનું કહેવું તદ્દન સાચું પડ્યું અને તે રાજાની રાણી બની ત્યારે સુમારે ૨૨ હાથીની ધણીયાણી બની.

મનુબાઇ રજવાડામાં મોટી થએલી, એટલે એનામાં રાજાઓને શોભે એવા ઘણા ગુણ આવેલા. કહેવત છે કે 'સોબત તેવી અસર.'

હવે મનુબાઇની ઉમર પરણવા જેવડી થઇ. તેના પિતાએ ઘણે ઠેકાણે સારા વરની તપાસ કરી, પણ કંઇ સરખાસરખું જોડું મળેજ નહિ એટલામાં ઝાંસીના મહારાજા ગંગાધરરાવ બાવાનાં રાણી ગુજરી થયાં. તેથી તેઓ એક સારી કન્યાની શોધમાં હતા. ઝાંસીના તમામ મહારાજા મોરોપંતની જ્ઞાતિના બ્રાહ્મણ હતા. તેમને મનુબાઈની હોંશિયારી, સુંદરતા, બુદ્ધિ અને ચાતુર્યની ખબર મળી. તેમાં વળી મોરોપંતના પેશ્વાએ પણ મદદ કરી, એટલે મહારાજાએ લગ્ન

કરવાનું કબુલ કર્યું અને મોટી ધામધુમથી મનુબાઇનાં લગ્ન ઝાંસીના મહારાજા ગંગાધર બાવાની સાથે થયાં.

મનુબાઇ સાસરે આવ્યાં. તેનું રૂપ અને ગુણ જોઇને પ્રજાને ને સાસરીઆંને એમ લાગ્યું કે ખરેખર આપણે ત્યાં સાક્ષાત લક્ષ્મી જ પધારી છે તેથી સાસરીઆંએ તેનું નામ લક્ષ્મીબાઇ પાડયું. કહે છે કે ગોર જ્યારે લગ્ન વખતે છેડા ગાંઠતા હતા, ત્યારે લક્ષ્મીબાઇએ બ્રાહ્મણને કહ્યું કે, ગોર મહારાજ, અમારી ગાંઠ એવી મજબુત મારજો કે કદી પણ છૂટે નહિ. પણ ઇશ્વરની ઇચ્છા કંઇક જુદીજ હતી લક્ષ્મીબાઇને અમર નામના મેળવવાની હશે તેથી કહો કે ગમે તે કારણથી કહો, પણ એ ગાંઠ વધારે વખત નભી નહિ. લગ્ન પછી ૧૧ મે વર્ષે લક્ષ્મીબાઇ વિધવા થઇ. તેને એક પુત્ર જન્મેલો, તે ત્રણ માસનો થઇ મરણ પામ્યો હતો.

મહારાજાના રાજ્યમાં બધી પ્રજા સુખી ને આબાદ હતી. તે વખતે અંગ્રેજ સરકારે પણ થોડુંઘણું રાજ્ય હિંદમાં સ્થાપ્યું હતું અને તે વધારવાનો લોભ પણ તેનામાં જામ્યો હતો.

પુત્રમરણના શોકથી મહારાજા સાહેબની તબીઅત બગડી અને તે છેવટે એટલી બધી બગડી કે પોતાને જીવવાની ઉમેદ ના રહી. સાથે સાથે અંગ્રેજ રાજનીતિ પણ તેમને માલમ હતી, એટલે પોતાની પાછળ લક્ષ્મીબાઇને દુઃખ ન થાય માટે અંગ્રેજ અમલદાર મેજર એલિસને બોલાવીને

તેની રૂબરૂજ પોતાના કુળમાંથી આણંદરાવ નામના એક પાંચ વરસનાં બાળકને દત્તક (ખોળે) લઇ તેનું નામ દામોદરરાવ પાડયું. પછી રાજ્યની બધી વ્યવસ્થા બાળક મોટો થાય ત્યાં સુધી લક્ષ્મીબાઈ પોતે કરે, એવી મતલબનું લખાણ કરી, તેમના પર પુરો વિશ્વાસ રાખી, ઇ. સ. ૧૮૫૩ની ૨૧ મી નવેંબરે તેમણે દેહ છોડયો.

હવે લક્ષ્મીબાઇ ઉપર દુઃખ આવ્યું. પતિ ગયા તેથી મન તો દુઃખીજ હતું. એટલામાં ગાદી માટે પણ પંચાત ઉભી થઈ. પહેલાં કરેલા લખાણનો અમલ ન થયો. છેવટે એવું ઠરાવવામાં આવ્યું કે ઝાંસી અંગ્રેજોએ લેવું અને લક્ષ્મીબાઇને પેનશન આપવું. રાજની તીજોરીમાં જે કંઇ માલમત્તા હોય તે દત્તક લીધેલા દીકરા દામોદરરાવ માટે રાખવું અને તે મોટો થાય ત્યારે તેને સ્વાધીન કરવું. રાણી આવો ઠરાવ સાંભળી બહુ દુઃખી થઇ. પ્રજાને ગળે પણ આ વાત ના ઉતરી અને પ્રજા અંગ્રેજોની સામે થઇ, તેજ વખતે હિંદમાં બીજે ઘણે ઠેકાણેની પ્રજા અંગ્રેજોની સામે થએલી હતી, તેથી અંગ્રેજોના જીવ ધાસ્તીમાં હતા. દયાળુ રાણીએ ત્રણ દિવસ સુધી ત્રણ ત્રણ મણના ઘઉંના રોટલા કરાવી અંગ્રેજોને પહોંચાડયા હતા. દુશ્મનોને પણ દયા કરનાર આવી સ્ત્રી કંઇ સાંભળી છે ?

અંગ્રેજ સાથેની લઢાઇમાં બળવાખોરો બહુ તોફાને ચઢેલા હતા અને ઘણા સ્ત્રી પુરૂષોની કતલ કરેલી, તેથી અંગ્રેજો ઝાંસી મૂકીને નાશી ગયા એટલે પાછું ઝાંસીનું રાજ્ય લક્ષ્મીબાઇના હાથમાં આવ્યું.

હારી ગએલા અંગ્રેજો બદલો લેવાના વિચારે કલકત્તે જઇ નવું લશ્કર લઈ ફરી લઢવા આવ્યા: લક્ષ્મીબાઇ સ્ત્રી હતી, પડદામાં રહેતી હતી, પણ વખત આવે ઘણા પુરુષોને પણ હઠાવી દેતી. તે પઠાણી પહેરવેશ પહેરી લઢાઇમાં ઉતરી. આ વખતે અંગ્રેજો સામે લઢવાને લક્ષ્મીબાઇ જાતે પુરૂષ વેશે ઘોડે બેસી સિપાઇઓને ખુબ શૂર ચઢાવતી, લઢવાની નવી નવી ગોઠવણો ગોઠવતી. આ જોઈ સિપાઇઓ પણ વિચારતા કે એક સ્ત્રી જ્યાં આવી રીતે હિંમતથી આગળ ધસે છે, તો અમારે પુરૂષોને પાછું હઠવું એ શરમ ભરેલું છે. આવી રીતે તેમનામાં શૂરાતન છૂટતું. રાણી પુરી હિંમતથી અને દૃઢતાથી લઢતી, માણસોને ઉશ્કેરતી, અંગ્રેજોને આ એક સ્ત્રીએ ખુબ હંફાવ્યા છતાં જ્યારે જીતવાની આશા ન રહી ત્યારે રાણી થોડું ધન, અને કેટલાક વિશ્વાસુ માણસોને લઇ શત્રુની વચ્ચે લઢતી, મારતી, કાપતી, ઝપાટાબંધ ચાલી ગઈ. તેના ગયા પછી અંગ્રેજોને માલુમ પડયું કે રાણી નાસી ગઇ છે. તેથી તેઓ તેની પાછળ પડયા. છેવટે તે એકલી પકડાઇ ગઇ. પકડનાર સાથે રાણી એટલી બધી શૂરવીરપણાથી લઢી કે તેને લોહીલુહાણ કરી ફતેહ મેળવી. પછી પોતે કાલ્પીના પેશ્વાને મળી મદદ માગી. છેવટે આજુબાજુના નાના મોટા રાજાઓ ભેગા થયા ને ફરી એકવાર અંગ્રેજો સાથે લઢાઇ કરી, પણ છેવટે અંગ્રેજો જીત્યા.

વળી પાછી ગ્વાલીઅરની પાસે અંગ્રેજો ને મરાઠા વચ્ચે લઢાઈ થઇ. તેમાં પણ લક્ષ્મીબાઇએ લશ્કરની આગેવાની લીધેલી. બધાંની વચ્ચે હિંમતથી ઘુમે, પોતાનું સ્વમાન

સંભાળે, નિશાનોની સમજ આપે, વખત આવે સામસામા ઘા ઝીલતા અને ઝીલવવાને તૈયારજ રહેતી. આમ ગ્વાલીઅર આગળ એક બહાદુરમાં બહાદુર લઢવૈયા માફક રાણી અંગ્રેજો સાથે લઢી, પણ છેવટે દુશ્મનોના સપાડામાં આવી ગઈ, અને પડી. પડતાં પડતાં તેણે પોતા ઉપર ઘા કરનારને તો સ્વધામ પહોંચાડી દીધો. રાણીને પાછી ત્યાંથી ખસેડીને એક બાવાની ઝુંપડીમાં લાવ્યા, ત્યાં તેના મોંમાં ગંગાજળ રેડયું, ત્યાં તેણે છેલ્લીવાર દામોદરને વહાલથી જોઈ પોતાની આંખ સદાને માટે મીંચી અને આ લોકમાં પોતાનું નામ અમર કરી ગઇ.

ગમે તેવા દુઃખમાં કે નિરાશામાં રાણીએ કદી હિંમત હારી નથી. તે જે કામ મનમાં ધારતી તે દ્દઢતાથી પાર ઉતારતી. દેવી મહાલક્ષ્મીની પૂજા તે શ્રદ્ધાપૂર્વક કરતી.

પોતાને સ્વાભિમાન હતું, અને એના પુરાવા તરીકે સ્વદેશ માટે એ ખપી પણ ગઈ.

રાણી ઘોડાની પરીક્ષા કરવામાં પણ અક્કો હતી. તેની પાસે ઘણી તોપો, હાથીઓ, ને ઘોડાઓ હતા. તેની તોપોનાં નામ તો વાંચો—:

કડક વિજળી, ભવાનિશંકર, ઘનગર્જ, નાલબંધ, ગરનાળી વગેરે. તે તોપો તેને બહુ ઉપયોગમાં આવેલી.

થોડુંએ તોફાન થાય તે આપણને કેવું લાગે ? આપણે પણ રાણીની માફક સ્ત્રીઓ છતાં પાછા ન હઠવું જોઇએ.

## પ્રશ્નો

પ્ર. ૧ લક્ષ્મીબાઇ ને અંગ્રેજો વચ્ચે લઢાઈ કેમ થઈ ?

પ્ર. ૨ લક્ષ્મીબાઇ યુદ્ધકળા કેવી રીતે શીખી ?

પ્ર. ૩ લક્ષ્મીબાઈ તો દિવાનની છોડી હતી, તે રાણી કેવી રીતે થઇ ?

પ્ર. ૪ લક્ષ્મીબાઇ કયા કામોથી નામના મેળવી ગઈ ?

પ્ર. ૫ લક્ષ્મીબાઇની વાતમાંથી તમો કઈ વાત તમારા જીવનમાં ઉતારશો ?



# કુશળ કારીગર

આ વાત તો એક મોટા માણસની છે. તેનું નામ નાના ફડનવીસ તો પછીથી પડેલું. ફડનવીસ શબ્દનો અર્થ જાણો છો ? મરાઠી ભાષામાં હિસાબ રાખવાવાળા મોટા અધિકારીને ફડનવીસ કહે છે.

તેમનું ખરૂં નામ તો બાલાજી જનાર્દન ભાનુ હતું, પણ બધાં તેમને નાનો કહીને જ બોલાવતા. નાનો બુદ્ધિશાળી હતો, તેમ સ્વામીભકત પણ હતો.



નાનો હિસાબી કામમાં જેટલો હોશિયાર હતો તેટલોજ લઢવામાં પણ શુરો હતો. આવા બહાદુર ને હોશિયાર નાનાનો જન્મ ઇ. સ. ૧૭૪૧ માં થયો હતો.

મોટો થયા પછી તે માધવરાવ પેશ્વાનો મિત્ર બન્યો. માધવરાવે તેને રાજકારભારની બાબતમાં આગળ પાડયો. પહેલાં તો નાનો એક મહેતાજી કે કારકુનની નોકરીમાં હતો, પણ જ્યારે માધવરાવ પેશ્વાની સામે રઘુનાથરાવ ને સખારામ બાપુની સામે થયો, ત્યારે નાનાએ રાજકાજમાં ધ્યાન આપ્યું, એણે એવું સરસ કાર્ય કર્યું કે તેના પર પ્રજાનો

વિશ્વાસ જામ્યો. નારાયણરાવ કરીને એક મોટો પેશ્વા હતો તેનું રઘુનાથરાવે ખુન કરાવ્યું. નારાયણ પેશ્વા જ્યારે મરાયો ત્યારે તેની સ્ત્રી ગંગાબાઈ ગર્ભવતી હતી, એટલે પ્રજાને આશા હતી કે રાણીને કુંવર થશે અને તે ગાદીપર બેસશે. આથી પ્રજા રઘુનાથરાવની સામે થઇ અને નાનો તેમનો આગેવાન બન્યો.

પછી પૂરા માસે રાણીને એક કુંવર જન્મ્યો. એનું નામ સવાઈ માધવરાવ પાડયું. ગાદીનો વારસ સવઇ માધવરાવ થયો. આથી રઘુનાથરાવનું કંઇ ફાવ્યું નહિ, તેથી તેણે અંગ્રેજોની મદદ માગી. બાળક માધવરાવની તરફથી તો આ સ્વામીભક્ત નાનો જોરાવાર હતો. તેને સખારામની સારી મદદ હતી, રઘુનાથરાવની ખટપટથી છેવટે મરાઠા અને અંગ્રેજો વચ્ચે લઢાઇ જાગી. પણ કોઈ કોઈથી ઉતરે તેમ નહતું. તેથી સાલબાઈ મુકામે બન્ને વચ્ચે સલાહ થઈ. તેમાં રાજનો અધિકાર બાળક સવાઈ માધવરાવનો રહ્યો. રાજા બાલ્યાવસ્થામાં હતો, છતાં નાનાની દેખરેખ નીચે સઘળો કારભાર સારી રીતે ચાલતો. નાનાએ એટલી બધી અક્કલ હોશિયારીથી રાજ્ય ચલાવ્યું, કે મરાઠી રાજ્ય પાછું પહેલાંની માફક ચઢતી સ્થિતિમાં આવ્યું.

નાનાએ નિઝામ સરકાર સાથે લઢાઇ કરી જીત મેળવી હતી, નિઝામ સાથેની લઢાઇ પછી મરાઠાઓમાં કુસંપ પેઠો. તે મટાડવા માટે નાનાએ તનતોડ મહેનત કરી, પરન્તુ સલાહસંપ થતાં પહેલાં જ ઈ. સ. ૧૮૦૦માં તેનો કાળ થયો.

એના મરણ પછી મરાઠી રાજ્ય ઘણું નબળું પડી જઇ

બીજા દેશના પેશ્વાઓ સ્વતંત્ર થઈ ગયા. આ મરાઠી રાજ્યમાં આ છેલ્લોજ મહાન બુદ્ધિશાળી પુરુષ થયો.

નાનાની અક્કલની એક વાત તમને કહું. એક વખત એક માણુસ નાના પાસે આવ્યો, તેને જુદી જુદી સાત ભાષાઓ સારામાં સારી આવડતી હતી, તેણે નાનાને પૂછ્યું, તમો મારી માતૃભાષા કહી આપશો ? નાનાએ જવાબ આપ્યો, તેમાં શી મોટી વાત છે ? તમો મારે ઘેર સાંજે જમવા આવજો અને ત્યાંજ ખાઈપીને સુઈ રહેજો, આપણે નિરાંતે રાતે એ સંબંધી વાતો કરીશું.

વાયદા પ્રમાણે પેલો નાનાને ઘેર ગયો. પછી ખાઈ પી આમની તેમની વાતો કરવા બેઠા. તે વખતે પાછું પેલા માણુસે પૂછ્યું કે મારી જન્મભાષા કેમ કહી આપતા નથી ? નાનાએ કહ્યું, અત્યારે તો હવે બહુજ મોડું થઈ ગયું છે માટે સુઇ જાઓ સવારે હું જરૂરથી કહીશ એમ કહી પેલા માણુસને તો સુવાડી દીધો. જ્યારે પેલો માણુસ ભર ઉંઘમાં પડયો ત્યારે નાનાએ તેના મોંપર થોડા પાણીના છાંટા નાખ્યા એટલે પેલો માણુસ 'શું છે શું છે' કરી બોલી ઉઠયો. નાનો બાજુએ જતો રહ્યો, અને બીજા ઓરડામાં જઇ સુઈ ગયો, સવાર થતાં જ નાનાને પેલા માણુસે ફરીથી પૂછ્યું કે હવે મારી જન્મભાષા કહી આપો. એટલે નાનાએ તરતજ જવાબ આપ્યો કે તમારી માતૃભાષા તો ગુજરાતી છે. નાનો કેવો ચતુર ને બુદ્ધિશાળી.

## પ્રશ્નો

પ્ર. ૧ નાનાએ સ્વામીભક્તિ શીરીતે કરી ?

પ્ર. ૨ નાનો ઉચ્ચ દરજ્જાપર શીરીતે ચઢયો ?

પ્ર. ૩ રાઘોબા પેશ્વા કોણ હતો ?

પ્ર. ૪ નાનાના મરણથી મરાઠી રાજ્યને શું નુકશાન પહોંચ્યું ?

પ્ર. ૫ નાનાની વાતમાંથી તમો શું શીખ્યાં ?

પ્ર. ૬ નાનાને અંગ્રેજ સાથે કેમ લઢવું પડેલું અને પરિણામ શું આવ્યું ?



# તકદીરનો પલટો !

કુમારપાળ ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહનો દૂરનો સગો હતો. સિદ્ધરાજને સંતાન નહતું. તેથી રાજ્ય કદી કુમારપાળને હાથ જશે, એમ તેને લાગતું. કુમારપાળ રાજ્ય કરે, તે સિદ્ધરાજને પસંદ નહતું, તેથી તે કુમારપાળને મારી નંખાવવાની મહેનત કરતો.

સિદ્ધરાજની બીકથી તે બિચારો નાસતો ફરતો. વેશ બદલીને સંતાઇ પણ રહેતો. તેના આવા દુ:ખના વખતમાં તેને ઘણા માણસોએ મદદ કરેલી.

ભીમસિંહ કરીને એક ખેડુત હતો. એક વખતે સિદ્ધ-રાજના માણસો કુમારપાળને શોધતા આવ્યા, એટલે ભીમ-સિંહે કાંટાના ઝાડીઆમાં કુમારપાળને સંતાડી દીધો. કુમાર-પાળે ઉપકાર મનમાં રાખ્યો.

ખેડુત પાસેથી આગળ જતાં કુમારપાળ થાકીને એક ઠેકાણે બેઠો. ત્યાં એક ઉંદર સોના મહોરો લઈ જતો તેણે જોયો, તે ઉપરથી ત્યાં ખોદતાં તેને ઘણું ધન મળ્યું અને ઇશ્વર ઉપર શ્રદ્ધા વધી, અને હિંમતવાન બન્યો.

એક વખત તે ભૂખ્યો તરસ્યો, થાકયો પાકયો ચાલ્યો જાય છે. ત્યાં રસ્તામાં દેવશ્રી નામની એક શેઠની દીકરી ગાડામાં બેસી સાસરે જતી મળી, તેને કુમારપાળની દયા

આવી, તેથી તેને ગાડામાં બેસાડયો, ને ખવડાવ્યું. એ બાઇનો કરેલો આ ઉપકાર શેં ભૂલાય? કુમારપાળ કારણ-સર દેથળી જતો હતો. ત્યાં રસ્તામાં સિદ્ધરાજના માણસોનો ભેટો થયો, એટલે એક સજ્જન નામના કુંભારે તેને મદદ કરી ભઠ્ઠીમાં સંતાડી દીધો ને બચાવ્યો.

પોતાના કુટુમ્બને ઉજ્જૈન લઇ જવું હતું. તેમાં વોસિરિ બ્રાહ્મણે તેને મદદ કરી

વડોદરામાં કટુક નામનો વાણીઓ હતો. કુમારપાળને ભૂખ લાગેલી પણ પૈસા નહિ, તોપણ પેલે વાણીએ ઉધાર ચણા આપ્યા, આ ઉપકાર કુમારપાળે યાદ રાખ્યો.

વળી હેમાચાર્યને તે મળ્યો, તો તેણે ધીરજ આપી, અને કહ્યું, સંવત્ ૧૧૯૯ના માગશર વદી ૪ને રવિવારે તું રાજા થઇશ આ સાંભળી કુમારપાળે વચન આપ્યું કે જો તમારૂં કહેવું સત્ય થશે તો હું જૈનધર્મનો સ્વીકાર કરીશ.

હેમાચાર્ય જૈનધર્મનો સાધુ હતો, વળી મહા જ્ઞાની હતો. તેણે પ્રાકૃતભાષાનું વ્યાકરણ અને બીજા ગ્રન્થો બનાવ્યા છે. હેમાચાર્યનું ભાખેલું ભવિષ્ય ખરૂં પડયું અને કુમારપાળે આપેલું વચન પાળ્યું. તેમજ હંમેશાં હેમાચાર્યને ગુરુ ગણી તેના પ્રત્યે બહુ માન રાખતો.

હવે તો કુમારપાળ ગુજરાતનો રાજા બન્યો, તેણે મદદ કરનારાઓને યાદ કરી બદલો આપવા માંડયો.

ભીમસિંહ ખેડુતને પોતાનો અંગરક્ષક બનાવ્યો. સજ્જન કુંભારને ચિતોડનો સરદાર બનાવ્યો, વોસિરિ બ્રાહ્મણને લાટ

દેશનો સરદાર બનાવ્યો, કટુક વાણીઆને વડોદરાનો ઈનામ-
દાર બનાવ્યો.

વળી ખંભાતમાં ઉદયન નામના માણસે મદદ કરેલી, તેના બદલામાં તેને મંત્રી ને પ્રધાન બનાવ્યો, અને તેના પુત્ર વાગભટ્ટને નાયબ દિવાનની પદવી આપી.

ત્યારે કંઈ દેવશ્રીને ભૂલી જવાય ? તેને બોલાવી તેના હાથેજ રાજતિલક કરાવ્યું અને ધોળકા ગામ બક્ષિસ આપ્યું. આમ પહેલાં વનરાજે પણ કર્યું હતું તે યાદ છેને ?

કુમારપાળનો બનેવી કાનદેવ કરીને હતો, કુમારપાળને ગાદી મેળવી આપવામાં કાનદેવે ઘણી મદદ કરી હતી, તેનો બદલો કુમારપાળે સારો આપ્યો, છતાં બનેવી વારંવાર દર-બારમાં તેનું અપમાન કરતો; તેથી પાછળથી કુમારપાળને પોતાના બનેવીને મારી નંખાવવાની ફરજ પડી.

સાંભરના અરણોરાજને જાતે જઇને હરાવ્યો હતો. માળવા જીતવા બે સામંતો મોકલ્યા, તો તેઓ માળવાના રાજાને મળી જઈ, ઉલટાને ત્રણે જણે પાટણપર હલ્લો કર્યો, કુમારપાળે તેમને દબાવ્યા, અને માળવા તાબે કર્યું.

કોકણના રાજા મલ્લિકાર્જુનને હરાવ્યો, તેની સામે પોતાના સરદાર, આમ્રભટ્ટને મોકલેલો, પણ પહેલાં તો તે હાર્યો, કુમારપાળે તેને ધીરજ આપી, મોટું લશ્કર આપી, શૂર ચઢાવીને મોકલ્યો, તો તે બીજીવાર માળવા જીતી આવ્યો.

એક વખત પાછા સાંભરના રાજાની પાસે દેવસેવામાં પહેરવા રેશમી કાપડ મંગાવેલું તે તેણે ન મોકલ્યું, આથી

ગુસ્સે ભરાઇ સાંભરના સાતસો વણુકરોને પકડી લાવી પાટણુ વસાવ્યા.

કુમારપાળ ગુજરાતની ગાદી ઉપર શૂરો ને બળવાન રાજા થઈ ગયો છે. તેણે રૂદ્રમાળનું દેહેરૂં પાછું સમરાવ્યું હતું. તે પ્રજા તરફ ઘણી કાળજી રાખતો. એણે રાજ્યમાં પણ સારો વધારો કર્યો હતો. કુમારપાળ ગાદીપર આવ્યો, ત્યારે ૫૦ વર્ષની ઉમરનો હતો, ઘણા રાજાઓ સાથે તેને લઢવું પડેલું, ૩૦ વર્ષ તેના રાજ્યનો અમલ રહ્યો, પછી રક્તપિત્તના રોગથી તે મરણ પામ્યો.

## પ્રશ્નો

પ્ર. ૧ કુમારપાળને કોણે કોણે મદદ કરી હતી?

પ્ર. ૨ કુમારપાળ શા માટે નાસતો ફરતો હતો?

પ્ર. ૩ હેમાચાર્ય કોણ હતો?

પ્ર. ૪ મદદ કરનારાઓને કુમારપાળે શો બદલો આપ્યો?

પ્ર. ૫ કુમારપાળે કોને કોને તાબે કર્યા?



# ડાહ્યો કે ગાંડો?

કરણઘેલો ગુજરાતનો છેલ્લો ગુજરાતી રજપુત રાજા હતો. તેના પછી ગુજરાતમાં આજ સુધી ગુજરાતી રાજા થયો નથી.

ખરી રીતે તે વાઘેલા વંશનો હતો, પણ તેનાં મૂર્ખાઇભર્યાં અને અવિચારી કામોથી લોકો તેને વાઘેલાને બદલે ઘેલો કહેતા અને તેથી પાછળથી તેનું નામ પણ ઘેલોજ પડી ગએલું.

જ્યારે કરણઘેલો પાટણની ગાદીપર બેઠો ત્યારે ગુજરાતનું રાજ પુરેપુરી ચઢતીમાં હતું. આવું સરસ રાજ્ય સંભાળતાં તેને ના આવડયું. તેના હાથમાંથી મુસલમાનોએ રાજ્ય લઈ લીધું.

કરણને ઘણી રાણીઓ હતી. વળી હાથી, ઘોડા પણ ઘણા હતા, તેમજ જવાહીર અને પૈસો પણ ઘણો હતો. આ બધું પાછળથી તેની બેવકુફાઇથી ગુમાવ્યું.

કરણે પોતાના દિવાન માધવને બહારગામ મોકલ્યો અને તેની સુંદર સ્ત્રીને પકડી મંગાવી. માધવ જ્યારે આવ્યો ત્યારે તેને આ વાતની ખબર પડી. એટલે તેને ખૂબ ગુસ્સો ચઢયો, તેનો બદલો લેવાને દિલ્લી ગયો, તે વખતે ત્યાં અલ્લાઉદ્દીન ખીલજી પાદશાહ હતો, તે ગુજરાત ઉપર ચઢી આવ્યો.

જેવી રીતે વલ્લભીવંશનો નાશ, કાકુ વાણીઆએ સિંધના રાજા પાસે કરાવ્યો હતો, તેવી રીતે વાઘેલા વંશનો નાશ માધવે દિલ્હીના રાજા પાસે કરાવ્યો.

જોયું ! લોભ અને અદેખાઇથી કુસંપ થાય છે અને કુસંપથી છેલ્લે નાશ થાય છે.

દિલ્હીથી લશ્કર આવ્યું. કરણરાજા નાશી ગયો. એટલે મુસલમાનોએ રાજનો કબજો સહેલાઈથી લીધો. કરણની રાણીઓ, દાસદાસીઓ, સરસામાન કે રાચરચીલું, પૈસો-ટકો, હાથી ઘોડા બધું મુસલમાનોના હાથમાં આવ્યું. તેઓ તે બધું દિલ્લી લઇ ગયા.

રાણીઓમાં કૌલાદેવી ખૂબસુરત ને બુદ્ધિશાળી હતી. તે પાછળથી પાદશાહની માનીતી બેગમ થઈ.

કરણરાજા નાશીને દક્ષિણમાં જઈ ભરાયો. તેની સાથે માત્ર તેની વહાલી દીકરી દેવળદેવી હતી. તે કુંવરીનું માગુ દક્ષિણના રાજાએ કર્યું. પણ અભિમાની કરણે તે માન્યું નહિ. કેમકે પોતા કરતાં ઉતરતા કુળમાં દીકરી આપવી, એ કરણને પસંદ ન પડ્યું.

પછી પાછળથી મુસલમાનો દેવળદેવીને લઇ જવા દક્ષિણમાં આવ્યા. આ વિચાર કરણ રાજાના જાણવામાં આવતાં, તેણે મરાઠી રાજાને દીકરી આપવા કબુલ્યું. પણ હવે તો બહુ મોડું થયું હતું, અને મુસલમાનો લઢીને દેવળદેવીને લઇ ગયા.

પુત્રી જવાથી કરણના દુઃખમાં વધારો થયો. રાજમહેલમાં

રહેનાર રાજા, દાસદાસીઓની સેવા લેનાર રાજા, છુટથી મોજશોખ ભોગવનાર રાજા, પલંગોમાં પોઢનાર રાજાની બેવકુફાઈથી કેવી ખરાબ હાલત થઈ? તે પોતાની પાછલી જીંદગીમાં રઝળતો રહ્યો. બીજાની મદદે ઓશીઆળું જીવન ભોગવવું પડ્યું. સગાં વહાલાંથી જુદો પડ્યો. તેનું ઘણું અપમાન થયું. તેમજ ગુજરાતનું હિંદુરાજ મુસલમાનોના હાથમાં જવાની કાળી ટીલી પણ કરણનેજ શિર ચોંટી.

છેલ્લે બિચારો કરણ રાજા દુ:ખનો માર્યો રખડી રઝળીને મરણ પામ્યો. કહો ત્યારે કરણ ડાહ્યો કે ગાંડો કહેવાય?

રાજાઓ પોતાની ફરજ ચૂકે, સત્તા અને પૈસાના મદથી અભિમાની બને, કે નબળાને પીડે તો જરૂર તેને ખરાબ કામનો ખરાબ બદલો ભોગવવોજ પડે.

## પ્રશ્નો

પ્ર. ૧ કરણ રાજાને લોકો શા માટે ઘેલો કહેતા?

પ્ર. ૨ ગુજરાતનું રાજ મુસલમાનોના હાથમાં કેમ ગયું?

પ્ર. ૩ કરણ રાજાના પાછલા દિવસો કેવા હતા?

પ્ર. ૪ કરણની રાણીઓનું શું થયું?

પ્ર. ૫ માધવ, દેવળદેવી, અલ્લાઉદ્દીન, એ કોણ હતાં?



# વીરાંગના

ચાંદબીબી નામ તમને કેવું લાગે છે? ચાંદબીબી એ હિન્દુ નામ નથી. આ નામ તો મુસલમાની નામ છે. મુસલમાનોમાં સ્ત્રીઓને માનથી બોલાવવાની રીતમાં બીબી શબ્દ નામની સાથે બોલાય છે.

ચાંદબીબી ઘણી હોંશિયાર, વિદ્વાન ને કુશળ બાઇ હતી, અરબી, તુરકી, ઉર્દુ, ફારસી, મરાઠી, કાનડી, વગેરે ભાષાઓનું એ સારૂં જ્ઞાન ધરાવતી હતી. વળી સંસાર વ્યવહારમાં ને યુદ્ધકળામાં તે કુશળ હતી.

આ બાઈ અહમદનગરના પાદશાહ નિઝામશાહની પુત્રી હતી અને તેનું લગ્ન બિજાપુરના પાદશાહ અલી આદીલશાહ સાથે થયું હતું.

સાસરે આવ્યા પછી પોતાના સારા સ્વભાવથી તે બધાની માનીતી થઈ. બીજી સ્ત્રીઓની માફક પડદામાં રહેતી નહિ અને દરેક જગ્યાએ પતિની સાથે જતી, લઢાઈમાં પતિની સાથે જતી; સૂચક ઉપયોગી સલાહો આપતી; શિકાર કરવા તે પતિની સાથે જતી. ત્યાં તેની હોંશિયારી એવી તો બતાવતી કે અલી આદીલશાહ નવાઈ પામતો.

પણ આ સુખ ચાંદબીબીના નસીબે ઘણાં વર્ષો ન ટકતાં ૨૭ વર્ષની ઉમરે તે વિધવા થઈ, તેને કંઇ સંતાન ન

હોવાથી રાજ્ય ભત્રીજાના હાથમાં ગયું, પણ ભત્રીજાની ઉમર ન્હાની હોવાથી પોતે રાજ્યનો કારભાર ચલાવતી. આ તકનો લાભ લઇ વરાડ, બેદર, અને ગોવળકોંડાના રાજાઓ વિજાપુર જીતવા આવ્યા, પણ આ બહાદુર અને શૂરવીર સ્ત્રી જરાપણ ન ગભરાતાં લઢાઇમાં ઉતરી. પોતાના યોદ્ધાઓને



ખબ શૂર ચઢાવતી, બખતર પહેરી, ઢાલ તરવાર સાથે બધાની વચ્ચે ઘૂમતી રાણીની આવી બહાદુરી જોઇ, તેમજ જીતવાની ઉમેદ ઓછી લાગવાથી તેઓ સુલેહ કરીને ચાલ્યા ગયા.

હવે વિજાપુરમાં તો શાન્તિ થઇ, પણ અહમદનગરમાં ગાદીના હક માટે ઉશ્કેરણીઓ થઈ. રાણી તરત અહમદ-

નગર આવી અને હકદારને ગાદીએ બેસાડી શાન્તિ પાથરી; તો પણ દક્ષિણમાં આવો કુસંપ જોઇ દિલ્હીના બાદશાહ અકબરે પોતાના દીકરા મુરાદને દક્ષિણ જીતવા મોકલ્યો, તેથી ચાંદબીબીને પાછું અહમદનગર આવવું પડયું. આ ચતુર રાણીએ પહેલાં તો માંહોમાંહે સંપ કરાવ્યો, અને પછી જાતે મુરાદની સામે લઢાઇમાં ઉતરી. વિજાપુરનો કિલ્લો બહુ મજબુત હતો, તેને તોડવા મુરાદ સુરંગો ખોદાવતો, પણ આ ચતુર ને હિંમતવાન રાણી જાતે જઇ સુરંગો પૂરાવી દેતી. એમ તે દરેક કામમાં મુરાદને ફાવવા દેતી નહિ. આખરે મુરાદને પાછું હઠવુંજ પડયું. ત્યારપછી અકબરબાદશાહને જાતે આવવું પડયું, તે આ વખતે મોટું લશ્કર લઈ આવ્યો હતો, પછી તો જબરૂં યુદ્ધ થયું, ઘણો વખત ચાંદબીબીએ ટક્કરો ઝીલી, પણ દગાથી તેનું મૃત્યુ કરાવ્યું, ત્યારે જ દુશ્મનો ફાવ્યા, અને અહમદનગર મોગલોના હાથમાં ગયું, પણ ચાંદબીબીની હોશિયારી તો તેમના મનમાં સદાય રહી. આ લડાયક વીરાંગનાને કેમ ભૂલાય ?

તેણે દેશનો વેપાર રોજગાર વધાર્યો, તેથી વિજાપુરની ખીલવણી થઈ, ને તે શહેરમાં મોટાં સુંદર મકાનો બંધાવ્યાં અને સ્વભાવે તે પરોપકારી હતી, એટલે હમેશાં અપંગ, અનાથ ને ગરીબ લોકોને તે આશ્રય આપતી હતી.

## પ્રશ્નો

પ્ર. ૧ ચાંદબીબી કયાંની રાણી હતી ?

પ્ર. ૨ ચાંદબીબી કોની કોની સાથે લઢી ?

પ્ર. ૩ ચાંદબીબીમાં કયા કયા ગુણો વખાણવાલાયક હતા ?

પ્ર. ૪ ચાંદબીબીની અક્કલહોશિયારી અને જ્ઞાન માટે તમે શું જાણો છો ?

પ્ર. ૫ ચાંદબીબીએ અહમદનગર અને વિજાપુર એ બેઉ રાજ્યની સંભાળ કેમ લીધી ?



# પાપનો પસ્તાવો

કરણઘેલો ગુજરાતનું રાજ્ય મૂકી નાસી ગયો, તે વાત તમે જાણો છો, ત્યારપછી ગુજરાતપર મુસલમાની રાજ્યનો અમલ શરૂ થયો. કરણઘેલા પછી લગભગ સો વર્ષે અહમદશાહ થયો.

અહમદનો દાદો અમીર મુઝફ્ફર કરીને હતો. તે ઘણો ઘરડો થઈ ગએલો તેથી અહમદ રોજ ગાદી મેળવવાની ઉમેદ રાખતો, પણ દાદો મરી જાય એટલી એનાથી ધીરજ ન રહી. તેથી તેણે દાદાને ઝેર પીવાની ફરજ પાડી, ને પોતે ગુજરાતનો પાદશાહ થયો, પણ પાછળથી તેને પોતાની ભૂલ સમજાઈ, તેથી તે ઘણો પસ્તાવો કરતો. પોતે રાજ્યમાં બરાબર ન્યાય આપતો, અને સાધુસંતની સલાહ પ્રમાણે અમલ ચલાવતો. તેના પ્રાયશ્ચિત તરીકે તે જીવ્યો ત્યાંસુધી કદીપણ હસ્યો નહિ.

તે એટલો બધો ન્યાયી હતો કે એક વખતે તેના જમાઈએ કોઈનું ખુન કર્યું હતું, પોતાનો જમાઈ હતો છતાં ન્યાય પ્રમાણે તેને પણ તેણે ફાંસીની શિક્ષા ફરમાવી હતી.

દેશની દોલત ખેતી છે, એ વાત ધ્યાનમાં લઈ તેણે ખેતીની આબાદી વધારી. લુટારાઓ, ધાડપાડુઓ, અને ચોર લોકોનો તેણે સદંતર નાશ કર્યો હતો, અને ગુજરાતમાં શાન્તિ ને આબાદી સ્થાપી હતી.

એક વખતે પાદશાહ શિકારે નીકળ્યો ત્યારે સાબરમતિની ભેખડમાંથી એક સસલો શિકારી કુતરાની સામે થયો, એટલે રાજાને વિચાર થયો કે આ ભૂમિના સસલા આટલા હિંમતવાન છે તો કદી અહીં શહેર વસાવ્યું હોય તો માણસો પણ બહાદુર થાય. કહે છે કે "જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા": તેથી તેણે સાબરમતીને કાંઠે અમદાવાદ શહેર વસાવ્યું. તેને ફરતો મજબુત કોટ બંધાવ્યો, શહેરમાં ભદ્ર નામે કિલ્લો, સુંદર મહેલ, મોટી મોટી ઘણી ઈમારતો, અને મોટી જુમામસ્જીદ બંધાવી. વળી લોકોને પુરતું પાણી મળે, એટલા માટે હાથમતી નદીનો પ્રવાહ સાબરમતી નદીમાં વાળી લીધો. વળી હોંશિયાર કારીગરો, વણકરો, ને વેપારીઓને તેડાવી શહેરમાં વસાવ્યા, પછી તેણે અણહીલપુર પાટણથી રાજગાદી અમદાવાદમાં બદલી, તેથી ગુજરાતની રાજ્યધાની અમદાવાદ થયું. અમદાવાદની આબાદી કે ચઢતી આજે પણ મુંબઈ ઇલાકામાં બીજાં શહેરો કરતાં પહેલે નંબરે છે. કેટલાક કહે છે કે અહમદશાહને આ શહેર વસાવવાની સલાહ આપનાર અહમદ નામે ચાર પુરુષો હતા. તેથી આ નવા શહેરનું નામ તેણે અમદાવાદ રાખ્યું.

અમદાવાદ સિવાય હાથમતીને તીરે તેણે બીજું અહમદનગર કરીને એક શહેર વસાવ્યું હતું. જેને હાલ અમનગર કહે છે. વળી માળવાની સરહદપર તેણે દાહોદનો મજબુત કિલ્લો બંધાવ્યો હતો.

અહમદશાહ મહાન યોદ્ધો હતો, હોંશિયાર હતો,

તેમ લોભી પણ હતો ને ન્યાયી હતો. વળી ઇચ્છા વિરૂદ્ધ ઘણાંને તે મુસલમાન બનાવતો, તેથી ધર્માંધ પણ કહી શકાય. તેણે આશા ભીલને દબાવ્યો. માળવા અને દક્ષિણના રાજાઓને જીતેલા. મેવાડ અને બુંદિકોટાના રાજાઓ પાસેથી ખંડણી લીધેલી; ઉપરાંત સુરત, વડોદરા, સિદ્ધપુર, ઈડર, જુનાગઢ, માહીમ વગેરે રાજાઓને પણ તેણે હંફાવ્યા હતા.

મરણ વખતે તેને શાન્તિ હતી, કારણકે તે માનતો હતો કે દાદાના મોતનો ગુન્હો મને ઇશ્વરે માફ કર્યો છે. તેની કબર અમદાવાદમાં માણેકચોકમાં છે અને તેના માનમાં દર શુક્રવારે અમદાવાદમાં ગુજરી કે બજાર ભરાય છે.

માણેકચોક નામ કેમ પડયું, એ જાણવા જેવું છે. જ્યારે શહેર નહોતું વસાવ્યું, ત્યારે માણેકચોક આગળ માણેકનાથ નામનો એક સાધુ રહેતો હતો, શાહે શહેર વસાવવા માંડયું, એટલે હવે પોતાને વસ્તીની બહાર જવું પડશે, એમ ધારી તેણે પોતાના ઈલમથી શાહને હેરાન કર્યો. તે આખો દિવસ સાદડી ગુંથતો, અને રાતે સાદડીની ચીપો ઉકેલી નાખતો, તેથી આખો દિવસ કોટ ચણાતો અને રાતે જેમ તે સાદડી ઉકેલતો, તેમ કોટનું ચણતર ઉખડી પડતું. આ વાતની બાદશાહને ખબર પડી એટલે બાદશાહ એની પાસે આવ્યો, અને કંઇ બીજો જાદુ બતાવવા વિનંતિ કરી. ત્યારે માણેકનાથ સાધુએ કહ્યું કે હું ઝારીમાં પેસી નાળચામાંથી નીકળી શકું છું. પાદશાહે આ જોવા આગ્રહ કર્યો. એટલે માણેકનાથ ઝારીમાં ઘૂસ્યો પછી બાદશાહે નાળચું બંધ કરી દીધું, ને માણેકનાથ મરણ પામ્યો. મરતી

વખતે માણેકનાથે બાદશાહ પાસે માગી લીધું કે માણેકચોકની પોતાની જગા, અને નદી કિનારાની પોતાની જગા રહેવા દેવી. બાદશાહે વચન આપ્યું, અને તે પાળ્યું. આજે પણ હતે બન્ને જગાઓ મોજુદ છે. શહેરની અંદરની જગા, માણેકનાથના નામ ઉપરથી માણેકચોક નામે ઓળખાય છે. આ માણેકનાથ સાધુની વાત લોકોમાં ચાલતી વાત છે, તેથી તેને દંતકથા પણ કહે છે.

## પ્રશ્નો

પ્ર. ૧ અહમદશાહે રાજ્યની આબાદી માટે શું કર્યું ?

પ્ર. ૨ માણેકનાથ માટે શું જાણો છો ?

પ્ર. ૩ અહમદશાહને ગાદી શી રીતે મળી ?

પ્ર. ૪ અહમદશાહે લોકોપયોગી કયાં કામો કર્યાં ?

પ્ર. ૫ અહમદશાહમાં કયા ગુણો હતા ?



